વર્ષ ૩ જું — નવચેતન પ્રકાશન – ૬૨-૬૩ — પુસ્તક ૨-૩ જું
નૂતન ગ્રંથમાળા પુ. ૧૦-૧૧

# '૫૭ નો દાવાનળ

લેખક

ચંદ્રભાઈ ભટ્ટ



નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬ : ભદ્ર; અમદાવાદ.

પ્રકાશક

પુરુષોત્તમ પૂ. પારેખ

નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર : ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.



૧ લી આવૃત્તિ





કિંમત

પાકું પૂંઠું રૂા. ૪-૦-૦

વાર્ષિક લવાજમ દેશમાં

પાકું પૂંઠું રૂા. ૯)

પોસ્ટેજ અલગ

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ

નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ

ઘીકાંટા રોડ : અમદાવાદ

# નિવેદન

નૂતન ગ્રંથમાળાના વર્ષ ત્રીજાના બીજા અને ત્રીજા પુસ્તક તરીકે '૫૭ નો દાવાનળ શ્રી ચંદ્રભાઈ ભટ્ટ રચિત રજૂ કરીએ છીએ.

'૫૭ ના દાવાનળની ભવ્ય ભાવનાની ઝાંખી હિંદના એકે એક સુપુત્રે કરવી જ રહી. આપણી આઝાદીનું એ પ્રથમ સોપાન હતું. એ સોપાનથી શરૂ થયેલી ક્રાન્તિની જ્યોત આપણી રાષ્ટ્રિય સરકારના અદિાલનો સુધી પ્રસરી છે.

અને ?

અને હજુ પણ એ જ્યોત આમજનતાની સાચી આઝાદીમાં પરિણમશે એવી શ્રદ્ધા સાથે આ પુસ્તક જનતા સમક્ષ અમે મૂકીએ છીએ.

ગુજરાતનો આઝાદીવાંચ્છુ વાંચક ગણુ આ પુસ્તકને એવી જ ઉન્નત તમન્નાથી વાંચી તેની ભાવના હૃદયમાં ઉતારશે એવી આશા છે.

અમારી સંસ્થાને આ પુસ્તક આપવા બદલ લેખકના અમો આભારી છીએ.

ચાલુ પરિસ્થિતિના પરિણામે સમયસર પુસ્તક આપવામાં વિલંબ થયો છે તો ગ્રાહક ભાઈ બહેનો ક્ષમા કરશે.

નવચેતન સાહિત્ય મંદિર,
૨૪૫૬; ભદ્ર : અમદાવાદ

લિ. સેવકો
પુરુષોત્તમ પારેખ
નટવરલાલ વોરા

# આમુખ

આ મહાકથનીના કલાકારે મમતા પૂર્વક મને આમુખ લખવા કહ્યું. મને એમના પ્રત્યે સ્નેહ છે. અનેક સેંકડો યુવાનો જેઓ મારા પ્રત્યે મમતા સેવે છે તેમના શ્રી. ચંદ્રભાઈ એક પ્રતીક રૂપે છે. રાષ્ટ્રની મુક્તિ–આરતીની હારમાળામાં તેઓ એક જ્યોત છે.

શ્રો ચંદ્રભાઈ ભટ્ટને રાષ્ટ્રિય સાહિત્યમાં સૌએ ઓળખે છે. એમનો પરિચય રાષ્ટ્રિય જાગૃતિના વાંચકોને એમના અનેક ગ્રંથોથી થયેલો છે. ગુજરાતના પ્રજાકાર્યના ક્ષેત્રમાં તેમણે સ્વતંત્ર માંનસ-વિકાસનો માર્ગ મોકળો કર્યો છે. દરિદ્રતા અને દમનમાં દળાતી જનતામાંથી વીણી વીણી તેમણે હૃદયને રાતા રંગે રંગી હોળી ખેલવા પ્રેરણા આપતા તણખા વેર્યા છે.

'૫૭ નો દાવાનળ તણખાની વૃષ્ટિ છે. ઉત્તર ભારતમાં પતિત પાવની ગંગા–જમુનાની ભૂમિ-સ્વાતંત્ર્ય સંગ્રામની વાહિની બની, અને સ્વાતંત્ર પ્રેમી યુવાનો અને વૃદ્ધોએ પરદેશી હકૂમતને પદભ્રષ્ટ કરવા કેસરિયાં કર્યાં–તે શ્રી ચંદ્રભાઈએ વીરતા ઝરતી, કેસુડાં ઉછાળતી, શૌર્ય પ્રેરતી, હૈયાને કંપાવતી કલમે ગુજરાતે કદી નહિ વાંચ્યું હોય તેવી શૈલીમાં આલેખ્યું છે.

ગુજરાતનો–ભારતનો નવયુવાન–આ ગ્રંથનો–રાષ્ટ્રનો કર્તવ્ય-રસ પોતાની રગોમાં રેડશે તો પુનર્જીવન પામશે.

ભારતની અન્ય ભાષામાં પર પ્રાંતોના સમર્થ લેખકો એમના આ ગ્રંથનો અનુવાદ કરે અને હિંદના ઇતિહાસના આ જ્વલંત પાનાને જનતાની જીહ્વા પર ચડાવે તે જ ભાવી રાષ્ટ્રની સેવા છે.

ખેડુત ઑફિસ,
અમદાવાદ.

રામરાય મોહનરાય.

# પ્રસ્તાવના

કોહિનૂરનો હીરો પોતાના તાજમાં કે મુગટમાં ધારણ કરનાર ડાકુઓમાં અંગ્રેજી જોનબુલનો નંબર કદાચ છેલ્લો હશે એવાં દેશનાં ઇતિહાસનાં પરિબળોની આજે આગાહી છે. ગોવળકોંડાની ખાણમાંથી ખોદાઈને કરણ રાજા પાસે ઝડપાયલો, અલ્લાઉદ્દીન, નાદિર, અબ્દલી, શાહસૂજા, તથા રણજિતસિંહ પાસેથી એ છેક દરિયાની રાણીના તાજ સુધી પહોંચ્યો, અને એક પછી બીજા બર્બરની તાજ પોષી કરતો એ પાછો, જે ખાણોમાંથી ખોદાયો હતો તે ખાણોનાં જન–ફરજંદોની તવારીખમાં અનેક ડાકુઓના અંધાર કારાગારોમાંથી ઇતિહાસની હિંદી યાદ જેવો આજે ઝગારા મારતો પરખાય છે.

કોહિનૂર પર જીવનને ઝડપી જઈને પોતાની છબી પાડનાર અનેક ડાકાયતી આવી અને કાળના ખપ્પરમાં ખપી ગઈ. આજે પૂરવાર થવાનાં લોક એંધાણ ગગડતાં, સાખ પૂરે છે કે વસ્તુ પરની છબી કરતાં વસ્તુ મહાન છે. એ વાતની નોબત જેવી વાણી હિન્દી ધરતી પર અનેક વાર ગગડયા કરી છે. એ એક વાત ' હિન્દ છોડો 'ની રહી છે. ૧૮૫૭ ના મેના આખર દિવસે એની પહેલ થઈ. હિંદના એક ખૂણામાં તોફાનના ઝંઝાવાત અને વીજળીપાત જગવનારું એક વાદળું જામતું હતું ને પથરાતું હતું. એ વાદળ હિંદી ધરતી પરનાં હિંદી લોકની હાય વરાળોમાંથી જ બંધાયું હતું, પણ એને હાંકનારા દ્રષ્ટિકોણ જમીનદારી હિતોના પછાત દુનિયાના હતા અને લાંબે દેખનારા ન હતા.

અને તોયે અંગ્રેજી ચાંચિયાઓની બનેલી કંપની કહેવાતી ઊગતા અંગ્રેજી શાહીવાદની જલ્લાદી કાયાના માટીના પગને હચમચાવી

નાખી એણે હિંદી આઝાદીના ઇતિહાસમાં પોતાની જાતને પુરવાર કરી છે.

એ વા-વંટોળનો પ્રાણ એક જ નાદ અનાહત રીતે રટતો હતો. એ નાદ "ચલો દિલ્હી"નો હતો. અને ૧૮૫૭ માં મિરતથી મંડાયેલી પ્રચંડ પગલીઓ દિલ્હીની ધરતીને ધન્ય બનાવતી દિલ્હી પહોંચી, અને દિલ્હીની ધરતી પર તસુએ તસુ જમીનનાં મૂળ ચૂકવવા લાખ લાખ કલેવરોની શહાદતની રણશૈય્યાઓ ત્યાં જમા થઈ ગઈ. દિલ્હીના કાશ્મીરી દરવાજાનું કમાડ ખૂલ્યું ત્યારે હિંદી દીકરાઓના દેહની દીવાલો ખડકાઈ ગઈ હતી. એ દીવાલો પર થઈ ને જોનનિકલસનો જાલિમ પાદાઘાત ત્યાંના રસ્તા પર નિકલસન રોડનું ગણીનામ કોતરતો હતો.

એ ગલીચ અક્ષરોને દેશને ખૂણેખૂણેથી ભેતરડી નાખા હિન્દી લોકનો મુદ્રાલેખ લખનારો વિરાટ-હાથ આજે અધીરો બની રહ્યો હતો. ૧૯૪૨ માં પાછી લોક-ગુંજ ગુંજતી હતી. "ચલો દિલ્હી."

ત્યારે શાહીવાદી ચાલની અનેક ચુંગાલોએ એ અવાજના આગેવાનોને જકડી લીધા. લોકજનતાએ બીજા નંબરના વિશ્વયુદ્ધ પછી ફરી વાર એ બંદીખાનાનાં કમાડ ખોલીને પોતાના આગેવાનોને બહાર કાઢ્યા અને ધડકતા દિલના ધબકાર અટકાવી એણે ફરી વાર 'ચલો દિલ્હી'ની રણહાક સાંભળવા અધીરાઈ બતાવી.

પણ કોંગ્રેસ-લીગની આગેવાની હિન્દ લોકને ચલો દિલ્હીનું ફરમાન નહોતી આપતી. દિલ્હી પર બેઠલા શાહીવાદી બર્બરને ન્યાયાધીશ બનાવીને એ તો, હિંદ-લોકને કચડવાની સહિયારી ગાદીની ભેટ લેવા જોન-બુલી જંગાલિયતની ખુશી ખુશામત કરવા જતી હતી અને અંદર અંદરની સાઠમારી જગવતી, હિંદ ભોમ પર આંતર કલહનો આપઘાત ઉતારતી હતી.

ચલો દિલ્હીનો ૧૮૫૭ના નાનાસાહેબ અને અઝીમુલ્લાખાંને બુલન્દ બનાવેલો અને લોકસેનાની બનેલા તાતિયા ટોપે એ ફાંસીના માંચડા પરથી હિંદ લોકને વારસામાં દીધેલો એ અવાજ આજે રૂંધાતો પીડાય છે.

પણ જનલોકના અવાજને કયો ફાંસો ઝીરવી શકે છે? આજે એ અવાજને દિલ્હી પરની આઝાદ કૂચની રણહાક બનાવવાની એક જ જવાબદારી હિંદી લોક જનતાની છે.

તેવા સમયે આ પુસ્તકનું પ્રકાશન કરવા બદ્દલ નવચેતન સાહિત્ય મંદિરના સંચાલકોનો તથા એનો આમુખ લખી આપવા માટે મારા મુરબ્બી મિત્ર શ્રી રામરાય મુન્શીનો હું આભાર માનું છું.

ચલો દિલ્હીની ગૂંગળાતી રણહાકને ગુજરાતી જનતાની જબાન પર બુલન્દ બનાવવામાં આ પુસ્તક મદદ રૂપ થશે તેવી આશા સાથે વિરમું છું.

ચંદ્રભાઈ ભટ્ટ

૧

# અઝીમુલ્લાખાન

એક દિવસે સમી સાંજે એક મુસ્લીમ જુવાન એક અંગ્રેજ અફસરના રસોડાને ઓટલે અક્કડ થઈને બેઠો હતો. થોડી વારે રસોડાનું બારણું ઊઘડયું અને એક નોકર એને ગોરા સાહેબના દીવાનખાનામાં લઈ ગયો. એણે અંદર જઈને સાહેબને કુરનિશ બજાવી અને અદબથી કતરાતો ઊભો. સાહેબ બહાદુરે આંખો ઊંચકી અને આ નવા આવેલા જુવાન પર સ્થાપી. સાહેબ અને મેમ સાહેબ તેના ઉપર પહેલી નજરે મોહી પડયાં.

"તુમ બબડચી બનેગા ?"

"જી, નામદાર" જુવાને શરમથી આંખો ઢાળી દીધી.

અને પછી જુવાન અંગ્રેજ અફસરના રસોડાનો બબરચી બનીને, એ જુવાન એનાં ઘરડાંને ખાવાનું આપી શકયો હતો.

પણ બબરચી તો રાતે–મધરાતે, ઊઠી ઊઠીને વાંચતો હતો. સાહેબના ગોરા નોકરોની મહેરબાની મેળવી, અંગ્રેજી ને ફ્રેંચ શીખતો

હતો. સાહેબને એક દિવસ એ બબરચીની આ સિદ્ધિની ખબર પડી અને સાહેબને તે પસંદ ન પડી. અને બબરચી સરખા બબરચી પર મેમ સાહેબની રહેમ નજર હોય તે સાહેબને પસંદ નહોતું. એક દિવસ સાહેબનું તેડું આવ્યું અને બબરચી સલામ ભરીને ઊભો રહ્યો.

"તારું નામ તો અઝીમુલ્લા ને?"

"અઝીમુલ્લાખાન!" અઝીમુલ્લાએ સુધાર્યું.

"ખાન! બબરચી ખાન?" સાહેબનું હસવું મજાકમાં ખખડ્યું.

પેલા બબરચીને તે ગમ્યું નહિ.

"તને અંગ્રેજી ને ફ્રેંચ આવડી ગયું એમ કહે છે..."

"જી, હા."

"એટલે તને બંને બાબત નહિ ફાવે......ક્યાંક જઈને માસ્તર થજે, છોકરાંઓની માને પણ તું ખૂબ ગમી જશે." બબરચી કંઈ બોલ્યો નહિ.

"હું તને છુટ્ટો કરું છું, સમજ્યો!" સાહેબે ચોખવટ કરી.

"જી, હું છુટ્ટો થાઉં છું."

અઝીમુલ્લાખાને સલામ ભરીને વિદાય લીધી.

પછી અઝીમુલ્લા કાનપુરની એક નિશાળમાં શિક્ષક થયો.

અઝીમુલ્લાની વિદ્વત્તાની વાતો સારા કાનપુરમાં સંભળાઈ રહી.

એક દિવસે કાનપુરની નિશાળના એ શિક્ષકને એક તેડું આવ્યું.

"ક્યાંથી બ્રહ્માવર્તથી આવો છો?" અઝીમુલ્લાનો આનંદ ઊભરાતો હતો.

"જી," આવનારે ઉમેર્યું. "નાનાસાહેબ પેશ્વા પોતે આપને એક અંગ્રેજીમાં અરજી લખવા બોલાવે છે,.........કહેતા હતા કે

ખાનની ખુશી હશે તો કારભારી તરીકે જ રાખી પાડીશું." પછી અઝીમુલ્લાખાન કાસદ સાથે જવા માટે ઉતાવળો નીકળ્યો.

*

બાજીરાવનો દત્તક દીકરો નાનાસાહેબ કાનપુર પાસે બ્રહ્માવર્તમાં આવીને રહ્યો હતો. બાજીરાવે વરસ દહાડે આઠ લાખ રૂપિયાની કિંમતે રાજપાટ અંગ્રેજને લખી આપ્યા પછી પોતાનો વારસો નાનાસાહેબને લખ્યો હતો.

પણ અંગ્રેજ બહાદુરે હવે વરસદહાડાના આઠ લાખ બાજીરાવના વારસને આપવાની ના પાડી હતી.

અને નાનાસાહેબ શ્રીમંત અંગ્રેજ સરકાર જોગ અરજી લખાવતો હતો.

અઝીમુલ્લાખાન શ્રીમંત સરકારને અરજી લખવા બેઠો હતો :

"૧ ......પેશ્વાના ઊંચા કુળ તરફ કંપની આવી હલકી રીતે વર્તે એ કેવળ અન્યાયી છે. જ્યારે અમારી ગાદી અને રાજ્ય શ્રીમંત બાજીરાવે કંપની સરકારને સુપરત કર્યાં, ત્યારે એવી સરતે તે સુપરત કર્યાં હતાં કે કંપની સરકારે તેની કિંમત પેટે દર વર્ષે રૂ. ૮૦૦૦૦૦ આપવા. જો આ પેન્શન હંમેશ માટે ચાલુ ન રહે, તો રાજ્ય, જે આ પેન્શનના બદલામાં સોંપ્યું હતું તે તમારા હાથમાં હંમેશ માટે કેમ રહે?"

"ફક્ત એકજ પક્ષ આ કરારથી બંધાય, જ્યારે બીજો પક્ષ જાણી બૂઝીને તે પ્રમાણે વર્તવામાં નિષ્ફળ જાય તે અવિવેકી, અન્યાયી અને અસંગત છે."

"પેન્શન બંધ કરવા કંપની બીજું કારણ એ જણાવે છે કે બાજીરાવ બીજાએ તેના કુટુંબના ખર્ચ માટે પુષ્કળ પૈસો બચાવ્યો છે. પણ કંપની એ ભૂલી જાય છે કે પેન્શન સંધિની રૂએ આપ્યું

હતું, અને પેન્શન શી રીતે વાપરવું તે વિષે સંધિમાં એક પણ કલમ નથી."

"પેન્શન રાજ્ય આપ્યાની કિંમત છે; અને બાજીરાવે બધું પેન્શન બચાવ્યું હોત તો તેમ કરવામાં પણ તે વાજબી ગણાત! અમે કંપનીને પૂછીએ છીએ કે પેન્શન શી રીતે વાપરવું તે પૂછવાનો કંપનીને કંઈ પણ હક છે? બલકે કંપની તેના પોતાનાજ નોકરો તેમનું પેન્શન શી રીતે વાપરે છે અને તેમાંથી તેઓ શું બચાવે છે તે પૂછી શકે? પણ એ વિચિત્ર છે કે જે સવાલ કંપની પોતાના નોકરોને પૂછવાની હિંમત ન કરે, તે પ્રશ્ન એક રાજ્યવંશીના વારસને પૂછે છે, અને સંધિ ભંગ કરવાના બહાના તરીકે તેને વાપરે છે."

## ૨

# વાનપ્રસ્થીઓ

ગંગાએ તો ઘણા દિવસ દેખ્યા હતા. એનાં અખંડ વહેતાં પાણીએ માનવીની ચઢતી પડતીના, ચમકી ચમકીને શમી જતા સિતારા જોયા હતા, અને એ જોતાં એનાં પાણી, જેવાં ને તેવાં વહ્યાં હતાં.

આજે એ જ ગંગાને કિનારે બ્રહ્માવર્તમાં એક નવો દેખાવ દેખાતો હતો. બાજીરાવ બીજો, શિવાજીએ સોંપેલા દક્ષિણના મહારાજ્યને, અંગ્રેજોને લખી આપી, આઠ લાખનું પેન્શન સ્વીકારીને, જયગંગે કરવા અને પાછલો પહોર સુધારવા, સહકુટુંબ અને સહપરિવાર બ્રહ્માવર્તમાં આવી પહોંચ્યો હતો.

બાજીરાવ પોતાની સાથે પેશ્વાઈના વખતનું સિંહાસન લઈ આવ્યો હતો, કારણ તે કરોડો રૂપિયાની કિંમતનું હતું. પેશ્વાઈની તરવાર પણ એની સાથે હતી કારણ કે તે અઢી લાખની અંકાતી હતી. બાજીરાવની આસપાસ અનેક કુટુંબો આવીને છેલ્લા પેશ્વાના છેલ્લા દિવસોની સેવા કરવા એકઠાં થયાં હતાં.

આજે એક નવતર કુટુંબ આવીને પેશ્વાની સેવામાં હાજર થવાનું હતું. માથેરાનની ગોદમાં વેણુ નામના ગામડાનું, એ કુટુંબ વતની હતું. વેણુમાં માધવરાવ નારાયણ ભટ્ટનું નામ આસપાસનાં બધાં ગામોમાં પંકાયેલું હતું. માધવરાવને ગંગાબાઈ નામની સ્ત્રી હતી.

૧૮૨૪ ની સાલમાં ગંગાબાઈએ પુત્ર પ્રસવ્યો ને તેનું નામ નાનો રાખ્યું. ત્યારે નાનો નાનાસાહેબ નહોતો, નહીંતો એની ફોઈએ એને નામ આપ્યું ત્યારે, તે સાંભળીને, માથેરાનપર ચઢીને મેમસાહેબો સાથે હવાના હિલોળા ખાતા સાહેબ લોકને, પગથી માથા સુધી ટાઢ ચઢી જાત.

એ એક વરસના નાનાને લઈને ગંગાબાઈ પણ, પોતાના પતિ માધવરાવ નારાયણ ભટ્ટની સાથે પેશ્વાના આશરે જવા તૈયાર થતાં હતાં, કારણ કે વેણુ ગામમાં એ ઘણાં જ ગરીબ હતાં. આજે એ કુટુંબને બ્રહ્માવર્તમાં આવી ગયે દોઢ વરસ વહી ગયું હતું.

૧૮૨૭ ના જૂનનો ૭ મો દિવસ હતો. બાજીરાવ સિંહાસન પર બેઠો હતો. એણે ગંગાબાઈના અઢી વરસના દીકરા નાનાને, ગંગાબાઈની ગોદમાંથી, પોતાના ખોળામાં લીધો. બ્રાહ્મણો મંગળ બોલ્યા. બાજીરાવને બાળક નહોતું એટલે નાનાને તેણે દત્તક લીધો હતો.

એ જ અરસામાં, અંગ્રેજી આફતમાંથી ભાગી છૂટેલાં બીજાં કુટુંબ, બનારસમાં રહેતાં હતાં. એમાં મુખ્ય ચીમનાજી આપા હતો, અને તેની સાથે મોરોપંત તાંબે, પોતાની સ્ત્રી ભાગીરથી સાથે રહેતો હતો. બંનેને ૧૮૩૫ માં સાંપડેલી એક ત્રણ વરસની બાળકી હતી. બાળકીનું નામ મનુબાઈ હતું. મનુબાઈને લઈને, ભાગીરથી અને મોરપંત તાંબેએ પણ, બ્રહ્માવર્તમાં પેશ્વાને આશરે જઈને જીવન ગાળવાનો નિશ્ચય કર્યો, અને એ કુટુંબ પણ આવીને બ્રહ્માવર્તમાં વસ્યું. બાજીરાવનો બ્રહ્માવર્તનો ગઢ, સગાંસંબંધીઓ, લાગતાંવળગતાંઓ,

કારભારીઓ, મુનીમો તથા સરદારો ને સિપાઈઓથી ભરચક હતો. બાજીરાવના ગઢનું આંગણું, નાનાં મોટાં બાળક બાળકીઓથી કિલ્લોલતું હતું.

"અને એ, આમ આવ તો" જુવાન રાજકુમાર નાનાસાહેબ, એક ચાર વરસની ચકોર છોકરીને બોલાવતો ને છોકરી દોડતી આવીને આંખો ચમકાવતી ઊભી રહેતી.

"નામ શું?"

"મનુબાઈ" છોકરી ગંભીર બનીને કહેતી.

"ના, ના, ચમેલી" નાનાસાહેબ આ નાનકડી ચમેલીને ઊંચકી લેતો ને ચૂમી લેતો.

પછી પેશ્વાનો દત્તક દીકરો નાનાસાહેબ, હાથી પર ચઢીને ફરવા નીકળતો ત્યારે, ચમેલી આડી ઊભી રહેતી ને બોલતી, "મારે પણ સવારી કરવી છે."

અને નાનાસાહેબ ચમેલીને ઊંચકી લેતો.

પણ હવે ચમેલી મોટી થઈ હતી. હવે એને મનુબાઈ કહીને સૌ બોલાવતું. હવે એની ચમકતી આંખોમાં જુવાનીનો ભરાવ આવ્યો હતો; એનો જોરદાર બાંધો, અંગે અંગમાંથી વીજળી જેવી ચપળતા ચમકાવતો હતો. હવે જુવાન નાનાસાહેબના હાથી પર ચઢવાનું એ કહેતી નહોતી. હવે તો એની પાસે એનો પોતાનો ઘોડો હતો, ઢાલ ને તલવાર હતાં. નાનાસાહેબની સાથોસાથ એય પટાના દાવ ખેલતી, નાનાસાહેબની સાથોસાથ એ પણ ઘોડેસવારી કરતી.

અને હવે એને ખબર પડી ગઈ હતી કે પોતે સાત વરસની હતી ત્યારે જ, પરણી ચૂકી હતી. ઝાંસીના રાજા ગંગાધરરાવ નામનો

એક મોટી ઉંમરનો રાજા એનો પતિ થતો હતો, અને પોતે ઝાંસીની રાણી બની હતી.

એટલે ચમેલી હવે નાનાસાહેબ સાથે છૂટતી રમતી નહોતી.

પછી એક દિવસે ભાઈબીજ આવી. ચમેલી હવે મનુબાઈ પણ નહોતી, હવે એ રાણી લક્ષ્મીબાઈ હતી.

એણે ભાઈબીજને દહાડે પોતાને ત્યાં નાનાસાહેબને નોતર્યો. સોનાની રકાબીમાં દીવા સળગાવ્યા ને નાનાને સામે બેસાડીને એણે આરતી ઉતારી. આરતી આટોપીને એ નાનાને ખાનગી વાત કહેવા બોલાવી ભેટી પડી. બંનેએ અંતરના અનુરાગથી દિલના દીવા ચેતાવ્યા, અને "ફરી વાર મળીશું ત્યારે" એમ કહી નાનાસાહેબની ચમેલી ચાલી જતી હતી. ચાલી જતી ચમેલીને એક બીજો પણ ખૂબ ગમતો હતો. એ નાનાસાહેબની કોઠીમાં કારકુન હતો ને એનું નામ તાતિયા ટોપ હતું.

"તાતિયાભાઈ, તાતિયાભાઈ!" ચમેલીની ચબરાક આંખો ભીંજાઈ ગઈ. તાતિયાએ ચમેલીને વિદાય દીધી: "કઠણ થઈને રહેજે... ...એ તો ગાય ને દીકરી જ્યાં દોરાય ત્યાં......" અને ચમેલી, એનો માનીતો ઘોડો અને, એની વહાલી તરવાર લઈને એક દિવસે બ્રહ્માવર્તમાંથી ચાલી ગઈ, અને ઝાંસી જઈને રાણી લક્ષ્મીબાઈ બની.

*

પછી ૧૮૫૧ માં પેશ્વા બાજીરાવ મરણ પામતો હતો અને ૨૭ વરસનો જુવાન નાનાસાહેબ એની પથારી પાસે ગોઠણભર હતો.

"દીકરા નાના, હું ગંગામૈયાની સામે જાઉં છું......મેં......મેં બાલાજી વિશ્વનાથની તરવાર તને સોંપી છે......મેં બાલાજીનું સિંહાસન તને દીધું છે. પહેલો......બાલાજી વિશ્વનાથ ને છેલ્લો તું......ના, ના, આપણી ગાદી અમર......પણ સમાલજે અંગ્રેજી દગાખોરી......"

નાનાસાહેબ બાજીરાવના મરતા પ્રાણને દિલાસો દઈ રહ્યો.

"મને મારાં પાપ દેખાય છે......અંગ્રેજો અફઘાનિસ્તાન સામે ચઢ્યા અને મેં પચાસ લાખ કાઢી આપ્યા; અંગ્રેજોને ગુરુ ગોવિંદે બિડાવ્યા અને મેં, એક હજાર પગપાળા અને હજાર ઘોડેસવારો દીધા.........ઓહ......મેં શીખનું મડદું......પણ મને સંતોષ છે કે મારાં ફૂલ ગંગાનાં પાણીમાં પડશે ને મારાં પાપ..."

"ના, ના, પાણીમાં પાપ ધોવાતાં નથી." નાનો ભયાનક બબડ્યો.

"હેં!" બાજી બેઠો થઈ ગયો.

"હા," મેં તમારો વારસો લીધો છે, નાનાની આંખો ભયાનક શબ્દો ચીતરતી હતી, "ને પાપ પણ હું ય લઉં છું......જો આપણાં પાપ ધોવાશે તો તરવારથી જ......હકીકતથી હકીકત......વસ્તુથી વસ્તુ ધોવાય છે......પાણીથી નહિ."

"હેં!" બેઠો રહેલો બાજી ઢળી પડ્યો.

*

આજે નાનાસાહેબને પેશ્વા થયે ચાર વરસ થયાં હતાં. આજે એની આંખોમાં અંગારો ઊગ્યો હતો; આજે એની ભમરો નિશાન તાકતી હતી.

આજે એણે એની પાસે બે જણને બોલાવ્યા હતા; એક મુસલમાન હતો, બીજો હિંદુ હતો. આજે સળગી ઊઠતા એના પ્રાણની આ બંને, અગ્નિશિખાની બની હોય તેવી, હિંદી પાંખો હતી.

"તું ત્યાં જા, ત્યાં રંગોબાપુજી પણ છે......અંગ્રેજોનો ન્યાય માગવા અરજી લઈને જા......એમનો દેશ દેખ, એમની હોશિયારી, ચતુરાઈ, એમનાં હથિયાર બધું જોઈ આવ, શીખી લાવ, તું મહાન બુદ્ધિમાન છે, કેમ તાતિયા!" બોલતા નાનાસાહેબે બીજાની અનુમતિ માગી અને અઝીમુલ્લાખાન તરફ દેખી રહ્યો.

“હા, જી” કહી તાતિયાએ, બંને આંખો પોતાના સાથી પર ખૂણામાં ફેરવી.

“અને હું ને તાતિયો......” પાછો નાનાસાહેબ બોલતો હતો, “અહીં પૂરતા છીએ.”

“હા” પાછો તાતિયો બોલ્યો.

અને ૧૮૫૪ની સાલમાં અઝીમુલ્લાખાન નાનાસાહેબ અને તાતિયા સાથે અખંડ સાથીદારીનો હાથ હલાવી, અંગ્રેજ વેપારીઓની કંપની સરકાર પાસે નાનાસાહેબની અરજી લઈને, લંડન પહોંચવા અંગ્રેજી જહાજમાં બેસતો હતો.

*

અને અંગ્રેજશાહીની લંડનની અદાલતે અઝીમુલ્લાખાનને જવાબ પરખાવ્યો: “બાજીરાવના દત્તક દીકરાને તેના બાપાના પેન્શન પર કશો જ હક્ક નથી એવા ગવર્નર જનરલના નિર્ણય સાથે અમે સંપૂર્ણ સંમત છીએ.”†

નાનાએ સમાચાર સાંભળ્યા અને એના ખંડમાં એ ક્રોધથી કંપી ઊઠયો. ખંડની દીવાલો પર છત્રપતિ શિવાજીની, પાણીપતના ભાઉની, માધવની, નાના ફડનવીસની છબીઓ જીવતી થઈને એના અંતરમાં બોલી ઊઠી હોય એમ એને લાગ્યું. એના ગોળ ચહેરામાં, એની આંખોનાં વિકરાળ તેજ ગોળ ચક્કર ફરી રહ્યાં.

† “We entirely approve of the decision of the Governor-General that the adopted son of Bajirao has no claim whatever to his father’s pension.”

૩

# લંડનની હોટેલમાંથી........

**લંડનની** મધ્યમાં એક હોટેલમાં, પોતાના ખંડનાં કમાડ વાસી બે હિંદીઓ બેઠા હતા. એક બ્રહ્માવર્તનો અઝીમુલ્લાખાન હતો, બીજો સતારાનો રંગો બાપુજી હતો. બંનેની વચમાં એક ટેબલ હતું. ટેબલની બંને બાજુપર પુસ્તકોના થોક પડયા હતા. ટેબલની વચમાં હિંદુસ્તાનનો અઝીમુલ્લાએ દોરેલો નકશો પડયો હતો.

બંનેની આંખમાં આખો હિંદ હતો; બંનેની ખોપરીમાં હિંદ હોકારા કરતો હતો; બંનેના એક થડકાર, એકહિંદનો પહેલો સંગ્રામ ચીતરતા હતા.

"આખો હિંદ એક સાથે ઉઠાવ પામે તો પછી આ અંગ્રેજોનો આખો પ્રદેશ કાફલાઓમાં બેસીને ત્યાં આવે તો ય એના કુરચેકુરચા......"

હોટેલના ખંડનાં કમાડપર ટકોરા થયા.

અઝીમુલ્લાએ આસ્તેથી નકશાનું પિલ્લું વાળી, ટેબલના ખાનામાં હડસેલ્યું, અને બારણું ખોલી ઉંબરા વચ્ચે ઊભો.

" ડારલીંગ અઝીમુલ્લા ! "

" હું ઘણા જ કામમાં છું—" અઝીમુલ્લાએ હસીને હાથ લંબાવ્યો.

" પણ પાર્કમાં આજ રાતના ગોઠવાઈ ગઈ છે" એક અંગ્રેજ બાઈએ અઝીમુલ્લાનો હાથ પકડી રાખતાં કહ્યું.

" શું ? "

" સભા—વાર્તાલાપ."

" હું જરૂર આવીશ—જરૂર જરૂર—" અઝીમુલ્લા બાઈને રજા આપતો હોય તેમ જોઈ રહ્યો.

" હું જાણું છું." બાઈ જોઈ રહી.

" માફ કરશો" અઝીમુલ્લાએ વિદાયમાં હાથ હલાવ્યો.

" આહ, હિંદી રાજા—વહાલા અઝીમુલ્લા તમે અમને કેવા ગમો છો—! " બોલતી અંગ્રેજ બાઈ ચાલી ગઈ.

અઝીમુલ્લાએ એની પાછળ કમાડ વાસી પાછું ટેબલનું ખાનું ખોલ્યું.

પાછો ટેબલ પર પડેલા નકશામાં આખો હિંદ બંનેની આંખોમાં ઊભો થઈ ગયો.

" ઉત્તરમાંથી જ પાતાળ ફૂટે અને હજારો...લાખો તરવારો... હજારો લાખો બંદૂકો...આયુધો એક સાથે ઊપડે, એક અવાજે...એક પગલે કૂચ કરે એવું બને..." અઝીમુલ્લાખાનના કપાળ પર તરી આવેલી નસો તરફ રંગો તાકી રહ્યો. અંગ્રેજી લલનાઓનો લાડીલો, અંગ્રેજી બુદ્ધિમાનોનો માનીતો અઝીમુલ્લા હિંદ જીતવા ગયેલા એમના માતેલાઓ પર પાતાળ ફોડતો હતો.

" તમે સીધા સતારા જાઓ, આ નકશાની નકલ લઈ જાઓ,

એકએક પ્રાંતના પર્વતોને, નદીઓને, જંગલો ને કરાડોને, કોતરોને, ખાડા ટેકરાઓને નકશા પર તૈયાર કરો, એકેએક ઝાડને નકશા પરથી ઓળખાય...એકેએક પ્રદેશની નાડ પરખાય...એકેએક ઠેકાણાનાં સાધન સમજાય.........પાતાળ ફૂટે ને આગ ફેલાય......અંગ્રેજોના લોહીના ખાબડામાં એમના કૂતરાઓ મિજબાની માણે, લખનૌ, દિલ્હી, કાનપુર, અલ્હાબાદમાં આઝાદીની મિજલસ શરૂ થાય ને તેમાં આખો હિંદ તરબોળ થઈ જાય......એવી ભોમ-ભીતર તૈયારીનું બધું જોખમ, બધી જવાબદારી, બધી વિચારણા......જઈને કહેજો કે નાનાસાહેબને શિર છે......તમે તરત જ જાઓ......દરેક પળે અંગ્રેજી હકૂમત આપણા હિંદની છાતી પર ઊંડાં મૂળ ઘાલે છે."

"જુવાનો ને ઘરડાં, નાનાં ને મોટાં, પંડિતો ને મોલવીઓ, માગણો ને ફકીરો......એકહિંદનો અલખ લગાવી ફરતા થઈ જાય, કાને કાનમાં ફૂંકતા થઈ જાય તો........."

"હું જાઉં" રંગો તૈયાર થઈ ગયો.

"પહેલા જ જહાજમાં" અઝીમુલ્લા વધારે ઉતાવળો હતો.

"તોપો રાઈફલો, બંદૂકો, કારતુસો ને દારૂગોળો એ બધાના કોઠાર......ભંડાર પણ......" રંગો બોલતો હતો.

"અને બને તો ડમડમ જેવાં કારતુસનાં કારખાનાં પણ..." અઝીમુલ્લાની બુદ્ધિ ભયંકર બનીને શીખવી રહી હતી. "ડમડમમાં તૈયાર થતા કારતુસોના ઢગલા સામે આપણે તો જ લડી શકીશું."

"અને તમે! તમને તો વખત લાગશે ને?" રંગો આંખો ઝીણી કરી પૂછી રહ્યો.

"હા, નાનાસાહેબને કહેજો કે હું બનતી ઉતાવળે આવી પહોંચીશ, પણ તુર્કસ્તાનમાં થઈને ખલીફાને—સુલતાનને મળીને, રશિયામાં

થઈને ઝાર સરકારને જોઈને અને આપણા એકહિંદના આઝાદીના સંગ્રામને ફાવતી આવે તેવી મસલત કરીને આવીશ. ત્યાં સુધીમાં તો નાનાસાહેબ ઘણો અગ્નિ ભારી દેશે એવા મારા વિશ્વાસ સાથે સલામ કહેજો."

અને બંને હિંદીઓ તે રાતના છૂટા પડયા.

ત્યારે રશિયા અને તુર્કીને લડાઈ ચાલતી હતી. રશિયા સામે અંગ્રેજ અને ફ્રેંચ બહાદુરો, તુર્કસ્તાન પર પોતાનો પંજો ગોઠવાયેલો રાખવા લડતા હતા. સેબાસ્તોપલ આગળ અંગ્રેજ અને ફ્રેંચ ટુકડીઓને રશિયાએ ૧૮ મી જૂનને દિવસે હરાવી હતી. લંડન ટાઈમ્સના ખબરપત્રી રસેલના તંબૂ તરફ અઝીમુલ્લા લડાઈનો રંગ દેખવા મોખરા પર ભમતો હતો.

એક ગોળો અઝીમુલ્લાથી થોડે જ દૂર પડયો અને ફાટયો. જરાપણ પાછો હઠયા વિના રસેલના તંબૂની પાસે ઊભેલો અઝીમુલ્લા, શાંત હસતો, ફાટતા ગોળાને દેખી રહ્યો હતો. એના મનમાં આ ગોળાની જેમ હિંદ આખો ફાટવાના વિચાર ઘોળાતા હતા.

ગોળો ફાટવાના અવાજે રસેલના તંબૂમાંથી બધા બહાર દોડી આવ્યા. રસેલે બહાર નિશ્ચિંત ઊભેલા આ હિંદીને હિંદી પોશાકમાં ઓળખ્યો અને પૂછ્યું, "આપ અઝીમુલ્લા, હિંદી?"

"જી, હું હિંદી" અઝીમુલ્લાએ મગરૂર આંખો ઊંચકી. "હું આ મહાન નગર જોવા આવ્યો છું અને મારે રશિયનોને પણ જોવા છે, જેમણે અંગ્રેજ અને ફ્રેંચ ટુકડીઓને હરાવી છે."

અને રસેલે આ હિંદીને માનભેર તંબૂમાં લીધો.

આખો દિવસ અઝીમુલ્લાએ રસેલ સાથે રહીને, રશિયન તોપોમાંથી છૂટતા તોપના ગોળા ખૂબ રસથી દેખ્યા કર્યા. પછી તે રાતના અઝીમ રસેલના તંબૂમાં સૂતો. પણ જ્યારે સવાર પડી ત્યારે રસેલનો મહેમાન

પથારીમાં હતો નહિ. પરોણાએ પથારીમાં ચિઠ્ઠી મૂકી હતીઃ

" Azimullah Khan presents his compliments to Russel Esq., and begs to thank him most truly for his kind attentions."

પછી એક દિવસે અઝીમુલ્લા ઇજીપ્તમાં ફરતો હતો; અને એમ દેશપરદેશમાં મસલતો કરીને અઝીમ પાછો બ્રહ્માવર્તમાં પહોંચી ગયો હતો.

*

"કેમ અઝીમ, બ્રહ્માવર્ત કેવુંક લાગે છે?" નાનાસાહેબની આંખો આરપાર જોતી, તાજા આવેલા અઝીમુલ્લાખાનને પૂછતી હતી.

" નવું " અઝીમુલ્લાએ નાનાસાહેબ તરફ મીટ માંડી. બંનેની નજરમાં નવા જાગેલા તણખા પહેલી મુલાકાતની આપ લે કરી રહ્યા.

## ૪

# ભોમ-ભીતર ઝરણાં

અઝીમુલ્લાખાને આવીને બ્રહ્માવર્તને નવું દીઠું. નાનાસાહેબને નવો દીઠો, તાતિયાની આંખમાં કતરાતાં કુંઅળાં નવાં દીઠાં.

અને અંગ્રેજશાહીએ ફેરવવા માંડેલું રોલર ઝાંસીને ઝબે કરીને અટક્યું નહોતું, આખો અયોધ્યા પ્રાંત સરખો થયો હતો. વજીદઅલી વાનપ્રસ્થ બન્યો હતો. એક પછી બીજી લૂંટ, એક પછી બીજી પચાઉગીરી, એક પછી બીજી દેશી હકૂમત ખાલસા બનતી હતી, ખલાસ થતી હતી.

"આ કાળ, ભોમભીતર ઝરણાં માટે ઠીક કાળ છે" બ્રહ્માવર્તમાં ત્રણની ત્રિપુટી અગ્નિઝાળનું ત્રાટક કરતી હતી.

બ્રહ્માવર્તમાં નાનાસાહેબ હતો, અઝીમખાન હતો અને તાતિયા ટોપ હતો; ત્રણે જણ ત્રિકોણ માંડીને બેઠા હતા. લડવૈયાઓની ભોમ-ભીતર લંગાર લાગી ગઈ હતી. બ્રહ્માવર્તથી ચિઠ્ઠીઓ લઈ ને એક પછી બીજે પ્રદેશ સંગ્રામ દોડતો હતો, એક સાથે બીજો એમ અંકોડા લંબાતો હતો, એક સાથે બીજા એમ તાણા વણાતા હતા. ઘણ ઘડતા હતા, પણ ગર્જતા નહોતા, શાળ વણતી હતી, પણ બોલતી નહોતી.

ચિઠ્ઠીઓની ચિનગારીઓ ચાલુ થઈ હતી, સંદેશાઓ ચૂપચાપ જતા હતા, આવતા હતા, ઘટકો બંધાતાં હતાં, બળવાન બનતાં હતાં.

અઝીમુલ્લાખાને દોરેલા નકશાપર ચેતનાતંત્રો ગોઠવાતાં હતાં.

બાવાઓની જમાતો, કોઈ હાથીવાળી, કોઈ ઘોડેસવારી, કોઈ ઊંટ લાદેલી, પંડિતોની યાત્રાઓ, કોઈ પુરાણી, કોઈ વિદ્વાન, કોઈ જોષીઓ, કોઈ ફકીરો, કોઈ મોલવીઓ, કોઈ ઓલિયાઓ, કોઈ અલ્લાને યાદ કરતા, કોઈ બાંગ પુકારતા, કોઈ દેહ દમતા નીકળી પડયા હતા.

નાનાસાહેબ ને અઝીમે ઘટકો ગોઠવ્યાં હતાં; ને કોઈ કથામાં, કોઈ ગાથામાં, કોઈ જોષ જોઈને કોઈ ભજન ગાઈને, કોઈ બાંગ પુકારીને, કોઈ કવન લલકારીને એ એક જ વાતને ઉકેલતા હતા.

હિંદી ભોમપર સંગ્રામ પહેલાંનો સંકેત-સંગ્રામ, હિંદી જનતાના કાન ફૂંકતો હતો.

ભાટ ને ચારણો ગાતા હતા, નટો નાચતા હતા, તમાશગીરો તમાશા કરતા હતા. તંતુઓ તતડતા હતા, શિરાના સમૂહો સૂસવતા હતા, રોમ ખડાં થતાં હતાં, પણ હવામાન બદલાતું હતું એટલે બધું બદલાયેલી હવામાં પચતું હતું, ગોઠવાતું હતું, ઘટકોમાં ગુંજતું હતું. એવા આવતા જતાઓનાં, મંદિરો ને મસ્જિદો મહેમાનગૃહો બન્યાં હતાં.

એક દિવસ એક સામટાં ફરફરિયાં ઊડયાં, "હિંદુસ્તાનીઓ, દોસ્તો! આપણો દેશ ફિરંગીની એડ નીચે કચડાય છે, આપણી દશા દરરોજ વસમી બને છે—ઊભા થઈ જાઓ ને અવાજ ઉઠાવો—દીન...દીન! હર...હર!" એક દિવસે એવાં અનેક બનારસના બજારમાં ઊડયાં, અને ત્યારે જ કાનપુરમાં ને દિલ્હીમાં દેખાયાં. પછી એ અને એવાં, જાતજાતનાં ને ભાતભાતનાં કાનપુર, લખનૌ, ખડગ-

પુર, મીરત ને પેશાવરમાં ઊડતાં હતાં, બારણાની બખોલમાંથી નીકળતાં હતાં, ભીંત પર ચોંટી જતાં હતાં, વરઘોડામાં વહેંચાતાં હતાં.

એવાં ભોમ–ભીતર ઝરણાં બળવાની આગ ઝરતાં હતાં.

ત્યારે હાથીનો કાફલો લઈને ફરવા નીકળેલો એક ફકીર મીરત પાસે મુકામ નાખીને પડયો હતો. મોલવી અહમદશાહના એના નામ પર મુસલમાનો તો મુગ્ધ હોય, પણ કાયદેસર સ્થપાયેલી સરકારે જ્યારે હિંદી સિપાઈઓને ય એના પર મુગ્ધ થયેલા દીઠા ત્યારે સરકારી કાસદે સંગીનની અણિ બતાવીને તે ફકીરને હુકમ કર્યો: "મીરતની છાવણીથી દૂર તમારો મુકામ ઉઠાવી જાઓ."

"પણ ત્યાંયે હિંદુસ્તાન છે ને આપ નામદારનું રાજ છે" ફકીર ખડખડાટ હસી પડયો. એની આંખમાં, અવાજમાં, ને અંગ-મરોડમાં અદ્દભુત તાકાત નીતરતી હતી. એણે સિપાઈઓ સાથે, હિંદુઓ સાથે, મુસલમાનો સાથે, વાતચીતો કરી હતી. એનું નામ મોલવી અહમદશાહને નામે પ્રખ્યાતિ પામ્યું હતું: એણે દરેકદરેક ધામમાં ન ભુસાય તેવાં ઠામ નાખ્યાં હતાં; અને હવે તો ક્યાંક ક્યાંક મોટી ખાનગી સભાઓ ગજવતો હતો, અને જય જગન્નાથ કે જય પરવરદિગારને બદલે એ જય સ્વદેશને જપતો હતો.

એટલે જ સરકારને ચિંતા થઈ હતી અને આ મોલવીને પગલે પગલે વધતી જતી હતી, અને એટલે જ મીરતની પાસે નહિ આવવાનું ફરમાન એને આપવામાં આવ્યું હતું.

મોલવી અહમદશાહે ફરમાન બગલમાં મારી મુકામ ઉપાડયો. મોલવીના હાથીઓની જમાત મીરતની આસપાસનાં ગામોમાં ઝાડ-પાલો ખાતી હતી ને પાણીની છોળો ઉરાડતી હતી, ત્યારે મોલવી ગામડામાં ઘેરઘેર ઘૂમતો હતો. હવે મોલવીના માનમાં અંગ્રેજી કાસદ પણ સાથે થયા હતા.

લખનૌમાં મોલવી અહમદશાહે ફરતાં ફરતાં મુકામ નાખ્યો

ત્યારે એ મહાન મોલવીને જોવા, સ્ત્રીપુરુષોનાં ટોળેટોળાં મોલવીને ઉતારે ઊપડ્યાં. મોલવીએ આગેવાનો સાથે પેટભરીને વાતો કરી, રોજ હજારોની સભાઓમાં ભાષણ કર્યાં. એક સભામાં બોલતાં મોલવીએ દેશ દેખ્યો અને એનો અવાજ ધીર ગંભીર બનીને ગરજી પડયો : " આજે મારે મન મહાન દિવસ દેખાય છે, આજે મારી આંખો આ દિવ્ય-દર્શનથી પાક બની છે. આજે તમે સૌ અલ્લાની યાદ નીચે એક બનીને બેઠાં છો, મને તમારામાં કોઈ હિંદુ દેખાતો નથી, મુસલમાન નજરે ચઢતો નથી. આજની ધન્યપળે સૌ હિંદી ભોમ પર હિંદીઓ છે.................જો હિંદ પર હિંદીઓ વસે છે.........જો હિંદી જનતા એક આદમીની જેમ માથું ઊંચકે, એક અવાજે દીન, દીન ને હર હર દાખવતાં સ્વદેશ ખાતર પ્રાણ પાથરી દે તો........... અંગ્રેજોનો સંહાર થાય.........ને આઝાદી આ દેખાય..." મોલવી શ્રોતાઓની આંખમાં આઝાદી દેખી રહ્યો.

અને બીજી જ પળે, મોલવી અહમદશાહ ગિરફતાર થતો હતો, રાજદ્રોહનો એને ગુનો લાગુ પડયો હતો, અને અહમદશાહ મોલવી અંગ્રેજી જંજીરોથી જકડાઈ, અંગ્રેજી અદાલતના ન્યાયની રાહ જોતો હતો.

અને એક દિવસે અંગ્રેજી અદાલતનો ચુકાદો મોલવીનું મોત બોલ્યો. મોલવીને ફાંસી પર લટકાવી દેવાનો ચુકાદો અપાયો. એ ચુકાદાના નાટકી ન્યાયમાં હિંદી મહાન મોલવીને અદાલત પૂછતી હતીઃ

" તમારું પૂરું નામ ? "

" મોલવી અહમદશાહ."

" જાતે ? "

" ફકીર."

" ઠેકાણું ? "

" ફકીરનાં ઠેકાણાં, મા-ભોમ જ્યાં બોલાવે ત્યાં. ફકીર ફરતા હોય, આજ અહીં, કાલે ગમે ત્યાં..." અહમદશાહ અંગ્રેજી અદાલતના પાયા હચમચાવતો હસતો હતો.

" ધંધો ?"

" ફકીરી." પાછો અહમદશાહ મીટ માંડી રહ્યો.

અને અદાલતે ઉતાવળો ન્યાય આપ્યો: " ફાંસી."

મોલવીને આગ્રામાં રાજદ્રોહ ઉપદેશવાના ગુના માટે હદપાર કર્યો હતો : હવે એને લશ્કરી પોલીસ સાથે ફૈઝાબાદના કારાગારમાં ફાંસીનો માંચડો રોપાય ત્યાં સુધી પુરાઈ રહેવા રવાના કરવામાં આવ્યો.

ફૈઝાબાદની ફાંસીખોલીમાં મોલવી પુરાયો હતો, અને 'અલ્લાહ ઉદ્-દુલ'નું રણગીત લલકારતો હતો. ફાંસીખોલીના પાંજરામાં પુરાયેલો સિંહ હજુયે ફકીર જ હતો. અંગ્રેજો એ ફકીરની સાચી પિછાન શોધતા હતા અને એને પિછાણ્યા પછી લટકાવી દેવાની મુરાદ સેવતા હતા.

# ૫

## લાલ ગુલાબ

"દોસ્તો, હિંદુસ્તાનીઓ! હિંદુઓ અને મુસ્લીમો, જાગો, ઊઠો અને કેડ પર બંધ બાંધી, માથે ફાળિયું વીંટી, હાથમાં હથિયાર ધરી, સમર પર આવી લાગો. અંગ્રેજી એડ નીચેથી કુચ્ચરઘાણ થતા મુલકને મુક્ત કરવાનો આ જ અવસર છે......ફરમાન સાંભળવા ટાંપી રહો." વળી પાછાં ફરફરિયાં ઊખડતાં હતાં ને પાછાં ચોંટતાં હતાં, ઝૂંટાતાં હતાં ને પાછાં ઊડતાં હતાં. ફરી પાછી પત્રિકાઓ ઊડતી હતી, ભીંત-પત્રો ચોટાતાં હતાં. અંગ્રેજી અફસરોની દેશી પોલીસ માથું ખંજવાળતી ના ભણતી હતીઃ "કોઈ જડતું જ નથી."

"ના, ના, ના." અંગ્રેજી હકૂમત સામે એ ફરફરિયાં ને ભીંતપત્રો નકારાની નોબત વગાડતાં હતાં. દેશ પર ઠોકાતી અંગ્રેજી હકૂમતને સ્વદેશી પ્રાણ ના પાડતો હતો.

અંગ્રેજી હકૂમતે કારાગારમાં એ પ્રાણને પૂરીને અને છૂટક છૂટક માંચડા રોપીને તો એ પ્રાણના ભયાનક મૌનનો કોલાહલ વધારી

મૂક્યો. હિંદી ભોમ પર અંગ્રેજી હકૂમત સામે નિષેધ નહિ ઓળખાતો ડોકાઈ પડતો હતો, રાજદ્રોહનો અવાજ પડઘા રચતો હતો, મોઢું સંતાયેલું રહેતું હતું. ભોમ-ભીતર પથરાતી બળવાની અગ્નિઝાળ પોલીસ સુધીયે પહોંચી હતી. એમનીયે સમિતિઓ થતી હતી, એમનેયે સ્વદેશનો નશો ચઢતો હતો.

એવાં ભોમ-ભીતર ઘટકો હિંદને એક છેડેથી બીજે ગોઠવાઈ ગયા પછી, સંકેતકાસદો ફરતા થયા હતા. એવો એક બંગાળમાં લાલ ગુલાબ લઈને ફરતો હતો. લશ્કરી છાવણીઓમાં લાલ ગુલાબ સિપાઈ સૂંઘતો હતો, સૂંઘીને બીજાને આપતો હતો. એમ ગુલાબની લહાણી, માથામાં લાલ ક્રાન્તિની માળા વણતી હતી, મૂંગાં જોડાણના અંકોડા બાંધતી હતી, શહીદીના શપથ લેતી દેતી હતી.

લાલ ગુલાબને અડતી એકેએક આંગળીના ટેરવા પર વીજળી લાગતી હતી. નખથી શિખ સુધી મરી ફીટવાનો સંચાર ફરતો હતો, ધબકારા વધતા હતા, સમરાંગણની તાલાવેલી જાગતી હતી. લાલ ગુલાબ રણખંજરી વગાડતું હતું, સમરનું સંગીત ગાતું હતું.

દરેક ટુકડી એક મુખી રચતી હતી, દરેક મુખીઓ એક કમિટી બનાવતા હતા, દરેક કમિટી સરદાર નીમતી હતી, અને ઉઠાવના આંકડા નક્કી કરતી હતી. દરેક ટુકડીને ખબર હતી કે કમિટી છે, પણ કમિટીમાંના પોતાના મુખી વિના બીજા કોઈની તેને ભાળ પડતી નહોતી. દરેક ટુકડીને મુખીનું ફરમાન આવે ત્યારે આઠ કલાકમાં સજ્જ બનીને ઉઠાવમાં ઉમેરાઈ જવાનું હતું, ને ત્યાંસુધી અંગ્રેજ-શાહીને જેવી ને તેવી સલામી ભરવાની હતી, પરેડ કરવાની હતી, અંગ્રેજી અફસરનો હુકમ ઉઠાવવાનો હતો.

એમ દરેકને કમિટીની એક પાંખ જ દેખાતી હતી, ઊઠવાનો અવાજ દેખાતો હતો પણ કમિટી આખી કદી નજરે ચઢતી નહોતી.

દરેક રેજીમેન્ટની ટુકડીઓની એક એક કમિટી બંધાઈ હતી, ગામડાંઓનાં જૂથની કમિટી બંધાઈ હતી, કમિટીમાંથી કમિટી બનતી હતી. એમ બળવાના પડછાયા પાછળ પડછાયા પથરાયા હતા અને પડછાયે પડછાયે પ્રાણ ઘૂમરીઓ લેતો હતો.

બધું પતી ગયા પછી મી. વિલ્સને એ લાલગુલાબી ઘટકોનો ખ્યાલ સુંદર શબ્દોમાં આપ્યો હતો.

પછી તરત જ નાનાસાહેબની યાત્રા કરવાની ઇચ્છા જાગી ઊઠી. હિંદનાં નાનાં મોટાં યાત્રાનાં સ્થાનકો પર જવા એણે રસાલો તૈયાર કર્યો. એના સાથમાં દેશાવરની યાત્રા કરી આવેલો અઝીમુલ્લાખાન હતો અને એનો નાનો ભાઈ બાલાસાહેબ હતો. જ્યાં યાત્રાળુઓનો મુકામ પડતો ત્યાં બળવાખોરોનો મેળો જામતો, મસલતોના ગુંજારવ ચાલુ રહેતા, અવારનવાર આવતાં દર્શનિયાંઓને નાનો કતરાતી આંખે, ગર્ભિત નજરે, લાલ ગુલાબ આપતો અને એક ગુલાબ અનેક હાથમાં ફરતું. એમ નાનાસાહેબની યાત્રા અઝીમુલ્લાના સાથમાં શરૂ થઈ ત્યારે ૧૮૫૭ નો માર્ચ માસ ચાલતો હતો.

આગ્રાથી અંબાલા અને અંબાલાથી જ્યારે નાનાસાહેબની જાત્રા લખનૌમાં આવી ત્યારે લખનૌનાં બજારોમાં નાનાસાહેબના માનમાં ભવ્ય સરઘસ નીકળ્યું. અને પછી નાનાએ લખનૌના કમિશનર સર હેનરી લોરેન્સની મુલાકાત લીધી. પછી નાના અને અઝીમ કલ્પી પહોંચ્યા. કલ્પીમાં જગદીશપુરના કુમારસિંગે નાના સાથે અગત્યની મસલત કરી.

અઝીમ અને નાનાની યાત્રા પછી બ્રહ્માવર્ત–હરદ્વાર પહોંચી ત્યારે એપ્રિલ પૂરો થતો હતો.

રંગો બાપુજી દક્ષિણમાં તૈયારી કરતો હતો, કાનપુર બ્રહ્માવર્ત સાથે સંદેશા ચલાવતું તૈયાર હતું, દિલ્હીના દીવાનેખાસમાં બળવાની

બેઠકો શરૂ થઈ ગઈ હતી. મોલવી અહમદશાહ ફૈઝાબાદની ફાંસી-ખોલીમાં કાન માંડીને બેઠો હતો, કુમારસિંગ છેલ્લાં વરસોમાં રણ-સંગ્રામના રંગ ખેલવા નીકળવાનો હતો, પટણામાં પંડિતો મોલવીઓને મળતા હતા, વકીલો વેપારીઓ સાથે ભળતા હતા, ખેડુતો ને વિદ્યાર્થીઓ પણ એ જ વાતે વળગ્યા હતા. એ બધાનો સરદાર પટણાના ભર-બજારમાં બુકસેલરની દુકાન માંડીને બેઠો હતો. હૈદરાબાદમાં ખાનગી સમિતિઓ બંધાતી હતી, કોલ્હાપુરમાં ગૂંછળાં ગૂંથવાતાં હતાં, પટવર્ધનના રાજ્યમાં એ જ પ્રક્રિયા થઈ હતી. નાનાસાહેબનો સસરો સાંગલીમાં તૈયાર બેઠો હતો.

અને મદ્રાસમાંય આઝાદીની જેહાદનાં ફરફરિયાં ઊડયાં હતાં, પોસ્ટરો ચોટયાં હતાં.

એ દિવસ, ઉત્સાહીઓના માથામાં પાસે તોયે દૂર દેખાતો હતો, એ દિવસની દોટ કરતાં દબાવી રાખેલી અગ્નિઝાળ આગળ દોડવા અધીરી બનતી હતી.

જેહાદનાં ફરફરિયાં ઉતાવળાં ઊડતાં હતાં, જેહાદના દૂતો તડામાર દોડતા હતા, જેહાદની કમિટીઓની મધરાતો સાંકડી બનતી હતી, જેહાદના હવામાનમાં હર હર ને દીન દીન સંભળાતા હતા. બધું દોડતું થયું હતું, બધા દોડતાની સામે જેહાદીજંગનાં ઘોડાપૂર ઊછળતાં આવતાં હતાં.

કયાંથી નીકળ્યાં તેના વિચાર રાખવાના હતા, કયાં જવાનાં તેના આંક અળપાઈ જવાના હતા. ગિરિકન્દરાઓ કકળવાની હતી, ચઢાવ નીચા બનવાના હતા, નદીઓ રેલા થઈ જવાની હતી, જંગલો ઊધડી જવાનાં હતાં, જેહાદનાં ઘોડાપૂર ઊમટવાનાં હતાં, બધું ઊભરાવાનું હતું; હિંદી ભોમ પર લાલ છોળો ઊછળવાની હતી.

જેહાદનાં ઘોડાપૂર ચઢતાં હતાં. નર ને નારીઓ, દીકરાઓ ને દીકરીઓ,......નાતજાતના ભેદ ભૂલીને એક હરોળમાં ઊભવાનાં હતાં,

એક સાથે આથડવાનાં હતાં. હિંદી ભોમપર હિંદ ઉઠાવ લેતો હતો.

એમાંથી અળગા રહેવાનો સંકોચ ધરનારને, એને અટકાવવાની ચેષ્ટા કરનારને, એનાથી ડરીને આંખ મીચનારને, કાળ હસતો હતો. જેહાદનાં ઘોડાપૂર હિન્દીમાટીનાં કણેકણને રેલી નાખવાનાં હતાં.

૧૮૫૭ ના ઘોમ તાપ ધીખતા હતા, હિંદી ભોમપરની અંગ્રેજી એડ આરામ કરતી પંખા ચલાવતી હતી, હવા ખાતી હતી, લીલોતરી દેખતી હતી ત્યારે એની એડ નીચેના ભીતરમાં જેહાદ જાગતી હતી. એક જ ટકોરો અને જ્વાળામુખીનું મોં ખૂલી જવાનું હતું, એક જ ધક્કો અને ધૂંવાધાર પરનું ઢાંકણુ ઊખડી જવાનું હતું. એક જ ઇશારો અને ઉલ્કાપાત ઊછળી પડવાના હતા.

## ૬

# મંગળ પાંડે

એ દિવસ આવે ત્યાં સુધી રોકાઈ જવાનો આદેશ હતો, પણ મંગળ પાંડેની અધીરાઈ, એ દિવસને થંભીને ઊભેલો દેખતી હતી.

"એ દિવસ ઊભો છે......" એ અધીરો હસતો હતો. એ દિવસને પોતા માટે પોતે લાવવાની તાલાવેલીમાં એ ખાનગી રીતે ખેલતો હતો.

"જો, આપણે કાંઈ કરવાનું નથી, ચૂપચાપ હથિયાર હેઠાં મૂકી, નોકરી છોડી પેલા દિવસની રાહ જોવાની છે." એમ એની ૧૯ મી રેજીમેન્ટની બરાકપોરના જેહાદી સિપાઈઓની કમિટીનું ફરમાન હતું......મંગળ પાંડેનેય હતું. એણે ડોક હલાવી હા પાડી, પણ એના માથામાં અંદરથી ખૂમરાણ બરાડતી હતી, "ના, ના, આપણાથી રાહ જોઈ રહેવાશે નહિ. તો, જંગ જોવાશે નહિ, રંગ ખેલાશે નહિ, એકલા અટુલા કોઈ, તોપને મોઢે, કોઈ ફાંસીને માંચડે......" એય એની અધીરાઈને મનાવતો હતો પણ એની અધીર જાત એને સાંભળવાની જ ના પાડતી હતી.

"જોજે હાં, મંગળ પાંડે, તારી ચોટલી તાણી બાંધજે, તારા દાંત પીસી રાખજે, તારા હાથ કાબૂમાં રાખજે......એ દિવસ હવે હાથ વેંતમાં છે...ઉતાવળો ન થજે......આપણાં હથિયાર મૂકાવવા, આપણને વિખેરી નાખવા બરમાથી ગોરી પલટણો બોલાવી છે." મંગળ પાંડેના સાથીદારો કાનમાં કહેતા હતા, "કારણ કે, તું ભરેલી બંદૂક છે, ને કારણ કે, તારો દબાયેલો ઘોડો સુતરને તાંતણે લટકે છે."

"તે તાંતણો તૂટી જાય તો......તો ધડાકો થાય.........તો ગોરો નાયક એના ખૂનના ખાબડામાં......" મંગળ પાંડે સાથીદાર સામે જોઈને ભયાનક હસતો હતો.

"પણ એ દિવસનો આદેશ હજુ આવ્યો નથી."

"હું આપું તો......તમે ભૂલી ન જાઓ તેવો, એ દિવસનો આદેશ હું બનું તો......" પાછો એ હસતો હતો. ને ૧૯ મી રેજીમેન્ટ પરેડ મેદાન તરફ કૂચ કરતી હતી.

"એક કતાર" સારજન્ટ મેજર હગસન ફરમાન બોલ્યો અને ૧૯ મી રેજીમેન્ટ એક કતાર ઊભી.

"ફાયર......દોસ્ત હિંદુસ્તાનીઓ,......" મંગળ પાંડે 'એક કતાર' માંથી એક ડગલું આગળ આવી બરાડ્યો. એના હાથમાંની બંદૂક ઝૂંટવી લેવાય તે પહેલાં ફૂટતી હતી.

એક અવાજ થયો અને મેજર હગસન એના ઘોડા પરથી ગબડી પડ્યો.

અને લેફ્ટેનન્ટ બોધ આગળ આવી ફરમાન બોલતો હતો: "એને પકડી લો, ગિરફતાર કરો."

આખી ૧૯ મી રેજીમેન્ટ ફરમાન સાંભળી રહી અને શાંત ઊભી.

મંગળ પાંડેએ એક નજર પાછળ ઊભેલા સાથીદારોની હરોળ

પર નાખી અને બીજી પળે બીજી ગોળી એની બંદૂકમાંથી વછૂટી અને હગસનના ઘોડાને એના શેઠ પાસે સુવાડીને બહાર નીકળી ગઈ.

લેફ્ટેનન્ટ બોઘે પિસ્તોલ તાકી. મંગળ પાંડેએ પહેલો બાર ચૂક્યો ને બીજો બાર થાય તે પહેલાં તરવાર ખેંચી લેફ્ટેનન્ટ બોઘ સામે છલંગ મારી. બોઘનો બીજો બાર પણ ખાલી ગયો અને એણે પણ તરવાર ખેંચી. અડધી ખેંચાયેલી તરવાર સાથે લેફ્ટેનન્ટ બોઘનું ધડ રગદોળાઈ ગયું. ને લેફ્ટેનન્ટ બોઘના ગોરા જોડીદારે પિસ્તોલ તાકી, પણ પાછળથી કોઈ સિપાઈએ દોડતા આવી પિસ્તોલ તાકનારના માથાને બંદૂકના કુંદાથી જ છૂંદી નાખ્યું.

અને કર્નલ વ્હીલરને ઝાંઝ ચઢી. એણે ઘોડાને છલંગ મરાવી દૂરથી રાડ નાંખી, " એને ગિરફતાર કરો."

" ખબરદાર એના વાળને પણ કોઈ અડે નહિ......" ૧૯ મી રેજીમેન્ટમાંથી જવાબ તડૂકી ઊઠયો.

અને કર્નલ વ્હીલરે ઘોડાની લગામ પાછી ખેંચી અને પરેડ પાછળના જનરલ હરસેના બંગલા તરફ એણે ઉતાવળો ઘોડો મારી મૂક્યો.

બીજી જ પળે જનરલ હરસે, કર્નલ વ્હીલર સાથે ગોરા સિપાઈઓની ટુકડી સાથે દોડતો આવતો હતો.

૧૯ મી રેજીમેન્ટ શાંત ઊભી હતી. એકલો મંગળ પાંડે સળગતી મસાલ જેવો લોહી ટપકતી તરવાર વીંઝતો બરાડતો હતો, " દોસ્તો, હિંદુસ્તાનીઓ......"

" ભયાનક શાંતિ એના તરફ ભયંકર હસતી હતી. દોડી આવતી જનરલ હરસેની ઘોડેસવાર અંગ્રેજ ટુકડીના દાબડા એ ભયાનકતાને વધારે ભીષણ બનાવતા હતા.

મંગળ પાંડેએ એક નજરમાં આખો સંજોગ જોઈ લીધો, અને બંદૂકને પોતાની છાતી સામે તાકીને ઘોડો દબાવ્યો. મંગળ પાંડેએ આઝાદીની ચિનગારી ચાંપી. મંગળપાંડેએ પાછળવાળાઓને રસ્તો ચીંધવા પોતાની જાતની મસાલ સળગાવી.

અંગ્રેજ ટુકડી આવી પહોંચી ત્યારે ઘવાયેલો મંગળ પરેડ મેદાન પર સૂતો હતો.

૧૮૫૭ ના માર્ચના ૨૯ મા દિવસે શહીદીની દિશામાં દીવો પેટાવ્યો હતો.

મંગળ પાંડેનો ઘા રુઝાતો કરીને અંગ્રેજી અદાલતે એનો ન્યાય તોળ્યો.

અપ્રિલના આઠમા દિવસે મંગળ પાંડેના માનમાં માંચડો રોપ્યો.

મંગળ પાંડેના મગરૂર માથામાં ફાંસો પરોવવા બરાકપોર આખામાં કોઈ મળતું નહોતું. બરાકપોરના ભંગીવાસે પણ મંગળ પાંડેને અડવાની ના પાડી હતી.

કલકત્તાની અંગ્રેજી હકૂમતે મંગળ પાંડેને લટકાવનારા ભાડૂતીઓ બરાકપોર મોકલ્યા.

અને એપ્રિલના ૮ મા દિવસની સવારે, ભરેલી પિસ્તોલવાળા અંગ્રેજ રક્ષકોની વચમાં, ઘવાયેલો મંગળ પાંડે માંચડા પર ચઢવા ચાલી નીકળ્યો. માંચડેથી પણ એને જીવવાની લાલચ લટકાવી પૂછવામાં આવ્યું, "હજુયે તારા સાથીદારોનાં નામ આપે તો......"

જવાબમાં મંગળ પાંડે ભયાનક હસતો હતો.

બરાકપોરના માંચડા પર આઝાદીના પહેલા શહીદે જાત સળગાવીને ઝાળ સળગાવી હતી.

બરાકપોરનો માંચડો હિંદી ભોમ પર જીવતો થઈને ફરવા નીકળ્યો હતો.

બરાકપોરના મંગળ પાંડેએ જેહાદના મંગળ ચીતર્યા હતા.

મંગળ પાંડે મરીને એકેએક હિંદી જિગરમાં જાગી ઊઠ્યો હતો. બરાકપોરથી માંડીને એકેએક કતાર પોતાની જાતને પાંડે-હરોળ તરીકે ઓળખાવવાની મગરૂરી માણતી હતી.

મંગળ પાંડેએ ચેતાવેલી અગ્નિઝાળ સુસ્તીમાં મસ્તી આણતી, આડા થયેલાઓને ઉઠાડતી, સૂતેલાઓને મૂછ મરડીને જગાડતી, ઊંઘતાઓને ઢંઢોળતી, હિંદીભોમ પર ફરવા નીકળી હતી.

અને પેલો દિવસ દોડતો આવતો હતો.

મંગળ પાંડેની મસાલ એ દિવસનું સામૈયું કરવા જેહાદની અગન ઝરતી ઊઠતી હતી.

---

"The name has become a recognised distinction for the rebellious sepoys throughout India."

—Charles Ball.

"This name was the origin of the sepoys generally being called Pandayas."

—Lord Robert.

૭

# દોડતા દાવાનળ

"મંગળ પાંડે અમસ્તો નથી ટીંગાઈ ગયો તે……"

અંબાલામાં બળવાખોર સિપાઈઓની કમિટીમાં અંધારે એક જણ બબડતો હતો.

"પણ કહે છે કોણ તે……"

"આપણે કંઈ કરવું જ જોઈએ."

"કંઈ શું?"

"ગમે તે."

"સંગ્રામમાં ગમે તે ન થાય. સંગ્રામનો વ્યૂહ હોય ને સંગ્રામની શિસ્ત હોય……"

"પણ તેથી શું આપણે ભડીએ નહિ ત્યાં સુધી કશું જ ન કરી શકાય! અને સંગ્રામ તો હજુ મેની ૩૧ મીએ શરૂ થશે ત્યાં સુધી કશું જ કેમ ન શરૂ થાય?" એક સાથે બીજો અવાજ ભળતો હતો.

"પણ કશું એટલે કહેશો, જનાબ!"

"હા, કશું એટલે કહું......! કહું કે !...જો...એ દેખાય..." કમિટીની આંખને, બોલનાર ખુલ્લી બારીમાંથી બહાર ખેંચી રહ્યો. અંગ્રેજી અદાલતનું છાપરું સળગતું હતું.

"એ કોણ, કોણે સળગાવ્યું હશે ?" બધા જોઈ રહ્યા.

"મંગલ પાંડેએ......બધે એ તણખો જ તતડે છે." એક જણ કરડાકીમાં હસ્યો. "અંબાલામાં અંગ્રેજી મહાસેનાની એનસનનો મુકામ હોય અને મંગળ પાંડે બીજે ક્યાં ઉજવાય ? હું એને કશું કહું છું......આપણે અવારનવાર આગને સળગતી રાખીએ. અંગ્રેજી ઑફિસ અને અંગ્રેજી અફસરની આગ હોલવાવા ન દઈએ. મેની ૩૧ મી આવે ત્યાં સુધી વાતાવરણ ગરમાગરમ કરવું જોઈએ."

"બરાબર છે, આપણે એ સાથે સોએ સો ટકા સંમત." એક બોલ્યો.

"આપણે પણ."

"પણ એને કમિટી સાથે સંબંધ નહિ રહે."

"એ તો આપ મેળે સળગશે...એને મંગળ પાંડે સાથે સંબંધ રહેશે ને અંગ્રેજી ઇમારતોને સીધો સંબંધ આગ સાથે અતૂટ રહેશે." એક ઉત્સાહી બોલી ઊઠ્યો. અને અંબાલામાં અંગ્રેજી ઇમારતોની બારીઓમાંથી રોજરોજ આગના નવા ભડકા શરૂ થયા.

અંબાલાની આગને સળગાવનાર એક પણ પકડાયું નહિ. નિરાશ થયેલા અંગ્રેજ મહાસેનાની એનસને ગવર્નર જનરલ પર કાગળ લખ્યો: "ખરેખર એ વિચિત્ર છે કે આગ મૂકનાર કોઈ પકડાતું જ નથી અને ગુનેગારને પકડવાની કોઈ કળ પણ જડતી નથી.*

---

*"It is really strange that the incendiaries should never be detected. Every one is on

અને અંબાલાથી ઊઠેલી આગ ચેપી રોગની જેમ પથરાવા માંડી. લખનૌમાં, કાનપુરમાં, અંગ્રેજી અને તેમના ખાંધીયાઓની ઇમારતો રોજેરોજ અગ્નિઝાળમાં લપેટાવા લાગી. ઊડતી આગને જોઈને મરી ફીટવાનો ઉશ્કેરાટ પણ ઉન્માદ ધરતો હતો. રોજ રોજ અંબાલાના ભડકાથી સળગી ઊઠેલા ત્રણ જણ એક દિવસે ધોળે દહાડે લેફ્ટેનન્ટ મેશામના ખંડમાં ઘૂસી ગયા અને હથિયાર ધરી બરાડ્યા, "ફિરંગી! તારાં વહાલાંની યાદ કરી લે, અંગત રીતે અમારે તારી સાથે કશો કજિયો નથી પણ દેશમાં દાવાનળ દોડે છે ને તેમાં ફિરંગીનો સંહાર કરવાનો છે."

ભયાનક મરણ સામે લેફ્ટેનન્ટ મેશામ કરગરી પડયો, "તમે જો ધારો તો મને એક પળમાં જ પૂરો કરશો પણ મારી એક વાત......એકજ વાત."

"બોલ." ત્રણ જણ બરાડયા.

"......કે મને મારી નાખશો તો મારી જગાએ કોઈ બીજો આવશે...મારા જેવા ગરીબને, કરગરતાને મારી નાખવાથી તમને શું મળવાનું છે! દોષ મારા જેવા એકનો નથી પણ સરકારી પ્રથાનો-ઘટનાનો છે......તો પછી મને કાં ન બચાવો?"

અંગ્રેજ કરગરતો ઝઝૂમી રહેલા મરણ નીચે મરડાતો હતો.

"તો ભલે બચ." બોલતા ત્રણ જણ ચાલતા થયા. ચાલ્યા જતા ત્રણ જણને પકડી પાડવા પછી અંગ્રેજ ઘોડેસવારો દોડતા હતા.

અને અંબાલાથી ઊઠેલી આગ મીરતની ઇમારતો પર ઊડતી હતી.

---

the alert here, but still there is no clue to trace the offenders."

(Commanderh in-Chief) ANSON

૮

## પંચાશી જંજીરોનો ઝણુકાર

મીરતમાં માર્ચનો નવમો દિવસ પરેડ ગ્રાઉન્ડ પર અંગ્રેજ પાયદળ અને તોપખાનાની મોટર લારીઓ સામે પંચાસી હિંદી સિપાઈઓને એક કતાર ફરમાવતો હતો.

પંચાસીની ટુકડી એક કતાર થતી હતી.

"હથિયાર હેઠાં......" પંચાસીએ હથિયાર મૂકી દીધાં. દૂર દૂર બીજા હિંદી સિપાઈઓનાં ટોળાં જોઈ રહ્યાં હતાં.

"તમારા ડગલા ઉતારી આપો......નિમકહરામો......" અંગ્રેજી હકૂમત ગરજતી હતી.

પંચાસીમાંથી એકેયે ડગલો ઉતાર્યો નહિ. એટલે તૈયાર રાખેલા ગોરા સિપાઈઓ દોડયા અને દરેકના ડિલ પરથી ડગલો ચૂંટવા માંડયો. પંચાસીના પોશાક ઉતારાયા.

"નિમકહરામોને હાથ કડીઓ પહેરાવો." પાછી અંગ્રેજી હકૂમતે હેડકી ખાધી.

અને પંચાસીને હાથે પગે જંજીરો જકડાઈ ગઈ. દૂર દૂર બેઠેલાં સિપાઈઓનાં ઉશ્કેરાયેલાં ટોળાંએ ગણતરી ગણી: "આજે છઠ્ઠી થઈ," અને જેહાદી દિનપર નજર ઠેરવી દિલાસો લઈ રહયાં.

પછી પંચાસી પર લશ્કરી અદાલત બેઠી અને દરેકને દશ વરસની સખત જેલની શિક્ષા ફરમાવીને ઊઠી ગઈ. પંચાસી જંજીરોમાં પંચાસી હિંદીઓને અંગ્રેજી કારાગારમાં લઈ જવાનો વિધિ શરૂ થયો.

સિપાઈઓનાં ટોળાં વચ્ચેથી પંચાસી જંજીરોનો ઝણકાર ચાલતો થયો. મીરતનાં નરનારીઓએ પંચાસી જંજીરોને કાન માંડીને સાંભળી લીધી. મીરતની ધરતી પર પંચાસી જંજીરોનાં પગલાંની રેખાઓ પાતાળમાં ઊતરી ગઈ.

મેની નવમી તારીખે પંચાસી બહાદુરોનાં અંગેઅંગ અંગ્રેજી કારાગારમાં જકડાઈ ગયાં. તે જ રાતના મીરતના બળવાખોરોની ઉશ્કેરાયેલી સિપાઈઓની અને શહેરની કમિટી એકઠી મળી.

મીરતના શાક બજારમાં મેના દશમા દિવસની સવારે મીરતની એક ટુકડીના સિપાઈઓનું ટોળું માતેલું બનીને ગમ્મત કરતું નીકળ્યું હતું અને દ્રાક્ષનો ભાવ પૂછતું રોફ કરતું હતું.

"એ......એ ડોકરી, ભાન નથી, માખીઓના ઢગલા બણબણે છે."

ડોસીએ માતેલાઓને કપાળ પર હથેળી ગોઠવી જોઈ લીધા, "દીકરાઓ! આજે હું એકલી......"

"તારો દીકરો ક્યાં વહાણુ કમાવા ગયો છે!"

" વહાણુ કમાવા નથી ગયો, જેલ કરવા યે નથી ગયો......પંચાસી જંજીરોના ઝણુકારથી અગન પિછોડો ઓઢીને પડયો છે...એને ચેન વળતું નથી ને હિન્દ...હિન્દ ! કરે છે......" ડોસી જોઈ રહી. ટોળું ડઘાઈ ગયેલું જોઈ રહ્યું. ડોસીએ આગળ ચલાવ્યું.

" અને મેં કહ્યું, ભલે બેટા, માબોમપર મરી ફીટજો. મારાં હવે પૂરાં થયાં છે, ને દ્રાક્ષની દુકાનપર મીરતના સિપાઈઓ બબ્બે દોકડે ભાડે મળશે. "

" કેમ ? "

" માખીઓ મારવા."

આખું ટોળું અવાક બનીને જોઈ રહ્યું.

" નહિ તો, માના જણ્યા દીકરાઓ......આપણી માને આપણે ઓછાં કંઈ ગલુડિયાં સાંપડયાં છીએ કે પંચાસી પંચાસી જંજીરો ઝણુકારા કરે ને તોયે આપણી આંતરડી ઊંચે ન ચઢે......ને તોયે આપણાં જીગર ભડકે ન બળે......ને તોયે...ને તોયે આપણે રંગીલા થઈને ચટાકવા નીકળીએ ! " ડોસીનો અવાજ ધ્રૂજી ઊઠયો. ડોસીની આંખના ખૂણાનો અગ્નિ પ્રજળી રહ્યો.

અને તે રાતના મેની ૧૦મી ની રાતના મીરત કમિટીએ નક્કી કર્યું કે, " મેની ૩૧ મી ને હવે એકવીસ જ દિવસ રહ્યા છે. એકવીસ દિવસ ને એકવીસ રાત સુધી મીરતે રાહ જોઈ રહેવાની જરૂર નથી. આઝાદીના પહેલા સંગ્રામની પહેલ મીરત કરશે.

અને કમિટીનાં ફરમાન રાતોરાત ફરી વળ્યાં.

" આવતી કાલે ૧૧ મી આવે છે. મેની ૧૧ મીની સવાર યાદ રાખજો. વહેલા ઊઠીને પરવારી લેજો. પ્રાર્થના કરો તે કરી લેજો, નમાજ પઢો તે પઢી લેજો. ચૂમી લેજો, ભેટી લેજો, વિદાય લેજો દેજો પણ તૈયાર રહેજો; ૧૧મીની સવારે રણુખંજરી ખખડશે."

"૧૧ મીની સવારે મેના અગિયારમા દિવસના રવિવારે લશ્કરી અંગ્રેજ અફસરો દેવળોમાં હશે ત્યારે, તેમને બહાર નીકળતાં જ સ્વર્ગમાં મોકલી દેજો, તેમને જ્યાં દેખો ત્યાં સંહારી નાખજો, તેમનાં ભંડાર લૂંટવા માંડજો, હથિયારો હાથ કરજો, ઘોડાઓ પર સવાર થજો ને મીરતમાંથી દિલ્હી પર કૂચ કરજો. ૧૧મીની રાતના કે ૧૨મીની વહેલી સવારે દિલ્હીના દરવાજા ખૂલી જશે.

અને કમિટીએ દિલ્હીની કમિટી પર ૧૦મીની રાતે કાસદ દોડાવ્યા, "અગિયારમીની રાતના કે ૧૨મીએ સવારમાં મીરતની અંગ્રેજી હકૂમતનો સંહાર કરી, આવી લાગીએ છીએ. દિલ્હીને આઝાદ કરવા, અમારું સ્વાગત કરવા તૈયાર રહેજો. આપણાં બટકોને સમાચાર પહોંચાડી દેજો."

૧૧મીએ સવારમાં દિલ્હીની કમિટી ખળભળી ઊઠી. ૧૧ મીએ કમિટીની બેઠક બેઠેલી જ રહી. મીરતથી દાવાનળ દોડતો આવતો હતો. મીરતમાં સવાર થઈ ગયું હતું અને હવે રોક્યું રોકાય તેમ હતું નહિ.

દિલ્હીની સંગ્રામ સમિતિએ મીરતના મરદોને આવકારવા તૈયારીઓ શરૂ કરી દીધી.

•

## ૯

# મીરતમાં વહેલી સવાર

૧૮૫૭ના મે માસના ૧૦મા દિવસની વહેલી સવાર મીરતમાં ઊગી ચૂકી હતી. મીરતની અંગ્રેજી હકૂમતનાં રવિવારિયાં દેવળોએ ઘંટાનાદ શરૂ કર્યો હતો. અંગ્રેજ નરનારીઓ ઘંટાનાદના ઘેરમાં બાળકોને ચૂમતાં દેવળ તરફ જતાં હતાં.

ત્યારે મીરતનાં પાદરોમાં આસપાસનાં ગામોમાંથી આવતાં કિસાનોનાં ટોળાંની ધૂળ ઊડતી હતી. ત્યારે મીરતનાં નાગરિકો, સંતાડી રાખેલાં સાધનો હાથ ધરતાં હતાં, ત્યારે જ મીરતની દેશી છાવણીમાં કોઈ કમરપટા બાંધતા હતા, કોઈ કારતુસ પૂરતા હતા, ને કોઈ વિદાય લેતા હતા.

અને મીરતના અંગ્રેજી દેવળના ઘંટાનાદ ઈસાઈઓને પોતાનાં ૭ દિવસ સુધી કરેલાં પાપ ધોવા બોલાવતા હતા, અને મીરતની માટી ત્યારે જ એનાં માટીડાંઓને માભોમ ખાતર મરી ફીટવાની હાકલ કરતી હતી.

ને મીરતની બીજી પળ મીરતને ખૂણે ખાંચરે હથિયારોના ખખડાટથી, દોડધામથી, બળવાની ગર્જનાઓથી ગાજી ઊઠી. સેંકડો ઘોડેસવારો મીરતના કારાગારનાં કમાડ ખોલીને કેદીઓને છોડતા હતા. ઘોડેસવારો ઊતરી ઊતરીને પેલા પંચાસી બહાદુરોને ભાવ ધરીને ભેટતા હતા.

કર્નલ ફીનીસ પોતાની દેશી ટુકડીને ધમકાવવા જતો હતો ત્યાં જ એની સામે ધસતું મોત એને પૂરો કરતું હતું. દેવળમાં, બંગલાઓમાં, બજારમાં, કચેરીમાં,......જ્યાં ને ત્યાં અંગ્રેજી કલેવર ઝબે થતું હતું. મીરતના બજારોમાં તરવારો, ભાલાઓ, છરીઓ, અને ચપ્પુઓ ઊછળતાં હતાં.

ઑફિસો, બંગલાઓ, સરકારી કચેરીઓ પર આગ ઊછળતી હતી. મીરતનું આકાશ ભયાનક બન્યું હતું. મીરતની ધરતી લાલ છોળો ઝીલતી હતી. બળવાની ઝૂમરાણ બધું ઉપર તળે કરતી હતી.

દિલ્હી જતાં તારનાં દોરડાં કપાઈ ગયાં હતાં. રેલવે પર ચોકી બેસી ગઈ હતી.

બંગલાની કોઈ બખોલમાંથી, ઝાડની કોઈ ડાળ પરથી, ઘોડાના તબેલાના ખૂણામાંથી, વેશપલટાના અંતરાળમાંથી ખેંચી કઢાયેલા અંગ્રેજ દેહો બળવાની તરવારની ધાર પર ટીંગાઈ ગયા હતા.

કમિશનર ગ્રેથેડનો બંગલો ભડભડાટ સળગતો હતો. બંગલામાંથી બહાર ખેંચી કઢાયલો કમિશનર દયા માગતો પગે પડતો હતો. એક ટોળું મીસીસ ચેંબર્સને ખેંચી કાઢતું છરીઓથી છેદી નાખતું હતું. ડૉ. ક્રીસ્ટીની ભાળ એક દેવળમાંથી જડી હતી અને એક મોજું ત્યાં ઊછળતું હતું. ડૉ. ક્રીસ્ટી અને ફીલીપ્સ રગદોળાઈ ગયા હતા. કૅપ્ટન ટેઇલર, કૅપ્ટન મેકડૉનાલ્ડ અને લેફ્ટેનન્ટ હૅન્ડર્સન નાસતા હતા પણ પકડાઈ ગયા હતા ને તરત જ વધેરાઈ ગયા હતા. અંગ્રેજ સ્ત્રીઓ

બળતી બારીઓમાંથી કોઈ પડતી હતી, કોઈ સળગતાં બાળકોની લાશ લઈ ચિચિયારી કરતી દોડતી હતી. બજારમાં અંગ્રેજી શબ પર ફાટેલા રોષની લાતો પડતી હતી.

એવું મીરત મારકણું ને મરણિયું બનીને આઝાદીના સંગ્રામનો પહેલો દિવસ ઊજવતું હતું.

અને બળવાની હરોળોમાં ફરમાન બોલતું હતું, "દિલ્હી તરફ .........એક સાથે એકદમ કૂચ કરો."

"હેં!" જીવી ગયેલો કર્નલ સ્મીથ ઉતાવળો દોડતો હતો. બળવાની હરોળો, હર, હર ને દીન દીન બોલતી દિલ્હી તરફ દોડતી હતી.

ત્યારે જીવી ગયેલા અંગ્રેજ અફસરો, અંગ્રેજ ટુકડીઓની દીવાલોની વચમાં વિચારતા હતા, "આપણે સામે કેમ થયા નહિ, આપણે પાછળ કેમ પડ્યા નહિ.........?"

હજુ અંગ્રેજો પાસે અંગ્રેજી પાયદળ અનામત હતું, હજુ અંગ્રેજી તોપખાનું તૈયાર હતું.

બળવાના વીજળીક હલ્લાએ અંગ્રેજોની અક્કલને અંધારી કરી મૂકી હતી અને એક સામટો સંહાર કરીને બળવાએ દિલ્હી તરફ કૂચ કરવામાં લડાયક ડહાપણ પારી વખતાવ્યું હતું.

## ૧૦

# કાંટાળો તાજ

**મે**ની ૧૧ મીની વહેલી સવારે શહેનશાહ બહાદુરશાહ, બેગમ ઝીનત મહાલ, નાનાસાહેબ અને અઝીમુલ્લાખાન ઊંડી ચિંતામાં બેઠાં હતાં. એકએકના દિલમાં મીરતથી આવેલા સમાચારે આઘાત ઉપજાવ્યો હતો.

દિલ્હીની સંગ્રામ સમિતિ પર આવેલો સંદેશો નાનાના હાથમાં પડયો હતો, "અમે આવતી કાલે આવી પહોંચીએ છીએ...જરૂરી તૈયારી કરો."

"અમે આવતી કાલે આવી પહોંચીએ છીએ..." અઝીમ દાંત કકડાવતો હતો. "અમે ૩૧ મીએ આવવાના હતા ને ૧૧ મીએ આવી પહોંચીએ છીએ......" અઝીમ કટાણું હસ્યો. "કારણ કે પંચાસી જંજીરોએ અમારા મિજાજ સળગાવી મૂક્યા છે; કારણ કે......મીરતની સ્ત્રીઓએ અમને મહાત કર્યા છે......આવતી કાલે કોઈ સિપાઈઓ નહિ આવતા હોય. કોઈ મિજાજખોર વરણાગિયા આવતા હશે..."

"જે હોય તે...આપણે હિંદુસ્તાનીઓ હજુ રજવાડિયા નથી.

મટ્યા......હજુ આપણા વ્યૂહમાં કુરુક્ષેત્રની હરોળો ભરાઈ બેઠી છે... હજુ આપણને સતી થવાનાં સ્વપ્ન આવે છે.........હજુ આપણી નસોમાં જૌહર ખખડે છે......"

"પણ જૌહર આપણી જેહાદની.........આપણી આટઆટલી તૈયારીઓને ભરખી જશે એવો મને ભય રહે છે......"

"ના, ના. આ એક ભૂલ થઈ છે પણ આપણે ન પહોંચી શકીએ તેવી નહિ નીવડે......" ઝીનત મહાલ બોલી.

"શી ખબર પડે!" બહાદુરશાહે ખાંસી ખાધી.

"મને તો ચીડ ચડે છે......આ પહેલા ગ્રાસે માખી ખાવાની આવી." નાનાએ ચીડથી કહ્યું.

"જો લક્ષ્મી હોત તો આ મીરતના મિજાજખોરોનું તોપથી સામૈયું કરત; અને તાતિયો હોત તો કલમનો ઘા કરવા દોડત. ......આ તે કંઈ સંગ્રામની રીત છે......શિસ્ત છે......?"

"આપણા નસીબમાં રીત ને શિસ્ત બધું સંગ્રામમાંથી...... સંગ્રામ સાથે જ ઘડવાનું આવ્યું છે.........આપણે કમિટી બોલાવો ને તાબડતોબ નિર્ણય કરો........."

"કમિટી તો બોલાવી છે ને બેઠી છે...........આપણામાંથી આપણે બેને જવાનું છે......" અઝીમે કહ્યું.

"તો ઊભા થાઓ......" નાનાસાહેબ ઉતાવળો ઊઠયો.

"કમિટી શું નક્કી કરશે?" બહાદુરશાહ વચમાં બોલ્યો.

"મીરતના મહારથીઓનું સામૈયું. દિલ્હીએ આજે રાતના કે વહેલી સવારે પેલા આવી પહોંચે કે ઊઠવાનું........." અઝીમ બોલ્યો અને ઊભો થયો.

"કારણ કે એ વિના બીજો ઉપાય નથી.........તમારા માથા પર પણ હિંદુસ્તાનનો કાંટાળો તાજ એકવીશ દિવસ વહેલો મુકાશે ........." નાનાએ ઊઠતાં કહ્યું.

"ખમો...ખમો......" બહાદુરશાહે બંને વીર પર નજર ફેરવી. "મને કાંટા ખૂંચતા નથી. મારી ખોપરીની અંદર પણ કાંટા જ ભરેલા છે............પણ મારી હવે ઉંમર થઈ........હું તમને સમરાંગણમાં કામ નહિ લાગું......"

"શું કહેવા માગો છો...?"

નાનો સાંભળી રહ્યો.

"આપણે રોજ વાત થાય છે તે...આપણે જો સંગ્રામ જીતીએ તો સમવાયી રાજતંત્ર ઘડવાના છીએ ને? તો તેનો અમલ આજથી જ કાં ન કરીએ?"

"જિતાયા પહેલાં?"

"હા, આપણે બળવાના તમામ આગેવાનોની સંગ્રામ સમિતિ નીમીએ. એ સમિતિમાંથી મહાસેનાની નિમાય.......ને સંગ્રામ જીતી આપનાર છેલ્લા મહાસેનાનીને માથે તાજ મુકાય......"

"ના," નાનાએ માથું ધુણાવ્યું. "સંગ્રામના આગેવાનો સંગ્રામ નક્કી કરશે. સંગ્રામની સાચી સમિતિ સંગ્રામમાંથી ઘડાશે ......સંગ્રામની શરૂઆતમાં તો કોઈ તાજનો તાવીજ...કોઈ રૂપક જોઈએ......હિન્દી માનસને આખા હિંદુસ્તાનનો વિચાર કરવા કોઈ શિરતાજની જરૂર પડે છે. અંગ્રેજી શાપ આવ્યો ત્યારે હિંદી શિરતાજ બાદશાહત હતી.......આજેયે હિંદને માથે બાદશાહી બોલશે. દિલ્હી પર આપણો આઝાદ વાવટો ફરકશે કે હિંદના નામમાં બાદશાહી બોલશે......હિંદનો બાદશાહ બહાદુરશાહ હશે......બહાદુરશાહને કમિટીનું ફરમાન...સંગ્રામસમિતિનો હુકમ માથે ચઢાવવાનો જ રહેશે ...કાં, અઝીમ?"

"હા." અઝીમ બોલ્યો.

અને દિલ્હીની સંગ્રામસમિતિની તાકીદની બેઠકમાં બંનેને લઈને એક ઝનાના પાલખી ઉતાવળી ચાલી ગઈ.

## ૧૧

# પાટનગરમાં ઉષા ઊગતી હતી

૧૮૫૭ ની ૧૧ મીની વહેલી રાતે દિલ્હીની સંગ્રામ સમિતિએ નિર્ણય કરી લીધો અને રાતોરાત સંગ્રામના દૂતો દિલ્હીમાં ફરતા થઈ ગયા. રાતોરાત ઊંઘતાં શરીરો ઢંઢોળાયાં, રાતોરાત કારતૂસો પુરાયા, તરવારોના કમરપટા બંધાયા, રાતોરાત ઘોડાઓને ચંદીઓ ચડી, રાતો રાત સ્નેહની વિદાયો લેવાઈ દેવાઈ, ને રાતોરાત દિલ્હીના ભીતરે ભયાનક તૈયારીઓ કરી. દિલ્હીએ સંગ્રામ પહેલાંનું જાગરણ માંડયું હતું.

"ઊંઘો ઊંઘો દીકરાઓ......તમને સંગ્રામની ત્રાડો બેઠા ન કરી દે, તમારા કાનના પડદાને તોપનો ધડાકો હચમચાવી ન મૂકે, તમારા તંતુઓને કરાલ કાળનું ઘોર સંગીત હલાવી ન નાખે ત્યાં સુધી તમારી સુંવાળી સેજોમાં ઘોર્યા કરો." અંગ્રેજી હકૂમતને દિલ્હી બોલતું હતું.

"ઊગતા સૂરજનાં સોનેરી કિરણોમાં યમુનાના સામા કિનારા પર મીરતના મહારથીઓનાં આયુધો ચમક્યાં, અને દિલ્હીમાં ઉષા ઊગતી હતી. ઊગતા સૂરજની અગ્નિશિખામાં યમુનાનાં પાણીએ સોનેરી સ્થંભો રચ્યા અને દિલ્હીમાં સવાર થયું.

દિલ્હીની ઉષા કુકડાનો અવાજ બોલી નહિ, તોપ ગરાડી. દિલ્હીના પ્રાતઃકાળે, ઘોડાઓએ છલંગો મારી ગળાં ખંખાર્યાં, આયુધોએ એક સાથે ખખડીને ઉષાને આવકારી.

જમનાના બંને કિનારે જેકારો ગરજ્યો. "જય સ્વદેશ......... જય હિન્દ.........હર હર...દીન દીન." જમનામાં સ્નાન કરતાં ભગતોનાં મોઢાઓમાંથી જય જમુનાજીનો અવાજ ઊડી ગયો. હિંદી આઝાદીનો લીલો વાવટો જમનાના સેતુ પર ઊડતો હતો. જમનાના સેતુ પર મીરતના મહારથીઓના દાબડા દોડતા હતા.

જમનાએ ભલું જોયું. જમનાનું હૈયું હાથ હાથ ઊછળ્યું. આજ સુધી જમનાની છાતી પર અંગ્રેજી હકૂમતની એડની ખરી ઠોકાઈ હતી. આજે જમના એના હિન્દને છાતીસરસો ચાંપતી હતી.

"હેં હેં...આહ" જમનાના પુલ પરનો પહેલો અંગ્રેજ જમનાનાં પાણીમાં ટપકી પડયો.

દિલ્હીની દીવાલમાં મીરતીઓ પેસતા હતા ત્યારે ઝબકી જાગેલો એક અંગ્રેજ અફસર પરેડ મેદાન પર હિંદી ટુકડીઓને વફાદારી પર ભાષણ આપવા મંડી પડયો હતો, અને કર્નલ રીપલ ચોપનમી રેજીમેન્ટને લઈને મીરતના મહારથીઓને રોકવા દોડતે ઘોડે ઊડયો હતો, પણ ચંદની ચોકમાં જ ડઘાઈ જઈને ખોટકાઈ ગયો હતો. કારણ કે એની આખી રેજીમેન્ટ લાલ પોશાકમાં સજ્જ થયેલી સામેથી દોડી આવતી હરોળોની રાહ જોતી અટકી પડી હતી.

"કાં, કાં?" રીપલનો અવાજ એના જ ગળામાં થરડાઈ ગયો.

"એ આવે........" ચોપનમી રેજીમેન્ટની સંગીન સામી દિશામાં ઘોંચાઈ.

"કોણ?"

"લાલ ગુલાબ......" રીપલના કપાળમાં રેજીમેન્ટનું હસવું વીંધાયું, "એ અમારા છે...અમે એમના છીએ."

રીપલે ઘોડાને છલંગ મરાવી. રીપલ પાછળ હિન્દી બળવો અટ્ટહાસ્ય કરતો હતો, અને ગોળીઓ સુસવતી હતી.

"અંગ્રેજી હકૂમત નાશ હો!......" મીરતના ઘોડેસવારોએ દિલ્હીની ચોપનમી રેજીમેન્ટની તરવાર સામે તરવારૂ અડાડી સલામી લીધી ને જવાબમાં દિલ્હીએ ગર્જના કરી: "હિંદ આઝાદ હો......"

અને નાસતા જતા રીપલને સામેથી આવતી બીજી પલટણે પડકાર્યો; "અંગ્રેજી રાજ નાશ હો..." રીપલે ઘોડાને પાછો કુદાવ્યો પણ પાછળ પણ મોત મલકાતું ખડું હતું. રીપલ એના માલિકનું સ્મરણ કરતો મરડાઈ પડયો.

અને મીરતની બીજી હરોળે કલકત્તા દરવાજો ખોલી નાખ્યો હતો. દરિયાગંજનો અંગ્રેજી આવાસ ઝબકી ઝબકીને જાગતો હતો. અને જાગી જાગીને ઝબે થતો હતો. ઊગતી ઉષામાં, ઊઠતી અંગ્રેજી હકૂમત, લોહીનાં ખાબડાંમાં લપસતી હતી; અંગ્રેજી માથાના તુંબામાં ઠોકરાતી હતી; અંગ્રેજીવાસ, ભડભડતી અગ્નિઝાળને આંખો ફાડીને દેખતો, ચિચિયારી કરતો, લચી પડતો હતો.

દિલ્હીના અંગ્રેજવાસમાં ભયાનકતા પોતે ભીષણ બનીને, તરવાર ધરીને, ખપ્પર ભરતી થાકતી નહોતી. દરિયાગંજ પર અંગ્રેજી લોહીનો દરિયો ડોલતો હતો; દરિયાગંજ પર અંગ્રેજી રાણી પોતાના જ લોહીની છોળોમાં સ્નાન કરતી હતી. દરિયાગંજ, અંગ્રેજી હોસ્પિટલ સાથે હિંદી કોપ નીચે કચ્ચરઘાણ થતો હતો. અંગ્રેજી હાડપિંજરને સરખાં કરતો હિન્દી રોલર દરિયાગંજ પર હર હર દીન દીન કરતો ફરતો થઈ ગયો હતો.

કમિશનર ફ્રેઝર એના બંગલાના ઉંબરામાંજ લોહી નીંગળતો ચીસ પાડતો હતો, પણ પાછળથી નઝુલબેગે એના ગાલની આરપાર છરી ભોંકી દીધી હતી. ફ્રેઝરને એના બંગલાની સીડી ચઢતો ખેંચી પાડયો હતો અને બળવાના પાદાઘાત નીચે જ એ જમીન સાથે સરખો થઈ ગયો હતો. જેનીંગ એના વાસના કમાડની ભોગળ વાસતો હતો ત્યાં કમાડ તૂટી પડયાં હતાં. જેનીંગ, એની દીકરી અને મહેમાન સાથે, લોહીમાં તરતો હતો.

" કેપ્ટન ડોગલાસ, ડોગલાસ........." દિલ્હીને ઊભે બજારે ડોગલાસ દોડતો હતો. પાછળ વિકરાળ ચિચિયારી કરતું લોકોનું ટોળું દોડતું હતું. ડોગલાસનાં અંગેઅંગ છેદાઈ જતાં હતાં; ખૂણામાં થરથરતો એનો રક્ષક પણ ખંજર ખાતો હતો.

દિલ્હીનો કિલ્લો પડયો હતો. દિલ્હીના લાલ કિલ્લા પર આઝાદ હિન્દનો લીલો વાવટો ચઢતો હતો. દિલ્હીના દીવાનેખાસમાં લોહી ઊબકતાં શબ સાફ થતાં હતાં.

દિલ્હીના લાલ કિલ્લામાં મીરતના મહારથીઓને આરામ લેવાનું, રાતનો થાક ઉતારી બપોર સુધીમાં તૈયાર રહેવાનું ફરમાન મળ્યું હતું.

ત્યારે દિલ્હીના પેન્શનર બાદશાહનો ખખડી ગયેલો વૃદ્ધ દેહ પણ બળવાની તાજગીમાં તરવાર સંભાળતો બેઠો થઈ ગયો હતો. એને બાબરની યાદ આવતી હતી, એને અકબરનો ભવ્ય ચહેરો એક હિન્દના પોતાના કથળેલા સ્વપ્નને અનુરાગવા ઉઠાડતો હતો.

" હિન્દ આઝાદ..." દિલ્હીના બહાદુરશાહને ખાત્રી થતી હતી. એની વૃદ્ધ આંખો આઝાદીના ઝંડા પર મંડાઈ ગઈ હતી, " એ પળ......ગમે તેવી નાની ભલે હો......એજ જીવવા ને મરવા લાયક છે......" બાદશાહે આનંદમાં આંખો મીચી. એનું હૈયું, નાના અને અઝીમને ભેટવા ઉતાવળું થયું. પણ બંને બહાર હતા. દિલ્હીમાં અંગ્રેજી હકૂમતનો નાશ લખાતો હતો.

# ૧૨

# ધોમ ધીખતા હતા

હિન્દી પાટનગર પર ધોમ ધીખતા બપોર બોલતા હતા. બાર વાગી ગયા હતા. બળવાના માથા પર સૂરજનાં કિરણ સીધાં અગ્નિ ટપકતાં હતાં. દૂર દૂર સળગતા આકાશની ઊંચાઈ ચાટતા અંગ્રેજી આવાસમાંથી ઊડતા ધૂમાડાના ગોટામાં દાવાનળ દોડતા હતા.

બેંકનો મેનેજર બ્રેસફોર્ડ હતો ને બ્રેસફોર્ડને ઘર હતું, કુટુંબ હતું, રાચરચીલું હતું. બ્રેસફોર્ડ તિજોરીએ અંગ્રેજી તાળું દેતો હતો ત્યાં પાછળથી બેંકનાં બારણાં મરડાઈ પડયાં, "દીન દીન,...હર–હરનો અવાજ હિન્દી પાટનગરના સોનાઘર પર ગરજી પડયો ને હિન્દી ખૂનનું સોનું જોખવા દરિયો ખેડીને આવેલો બ્રેસર તરબોળ પડયો. બ્રેસરનો બંગલો પાસે જ તૂટતો હતો, બ્રેસરનું કુટુંબ છેદાતું હતું.

ને અંગ્રેજી છાપખાનાના મજૂરો દિલ્હીના તોફાનના સમાચારના અક્ષરો ગોઠવતા હતા ત્યાં બીબાં ઊછળી પડયાં, અક્ષરો રસ્તા પર અંકાયા, નીચેથી ઊંચે સુધીનું છાપખાનું ભાગીને ભૂકો થયું. બળવો અંગ્રેજી અક્ષરોને હિન્દની છાતી પરથી ઉખેડી નાખતો હતો.

અને અંગ્રેજી દેવળોના ઘંટાનાદ ડબાઈ જતા હતા. હિન્દી ખૂનની આનાખરાબી પર આશીર્વાદ ઊબકીને બધા અંગ્રેજી ઘંટાનાદ બળવાની

ખુમરાણમાં દટાઈ જતા હતા. એ જ દેવળોમાંથી અંગ્રેજી હકૂમત પર પવિત્ર પાણી છંટાયાં હતાં, એ જ દેવળોની વેદીઓ પરથી અંગ્રેજી હકૂમત માલિક શયતાનની વફાદારી બોલી હતી, એ જ દેવળોમાંથી અંગ્રેજ માલિકીનો આવરદા વધારનારી પ્રાર્થનાઓ ઊંચે ચઢી હતી. અને એજ દેવળોએ જુલમગાર ગોરાઓને જયકાર દીધો હતો! દેવળો પર હથોડા ઊમટી પડયા. ચૂના, માટી ને પથ્થરિયાં ખંડેરો છીંક ખાતાં ખખડી રહ્યાં. અંગ્રેજ માલિકીની આધ્યાત્મિક હવેલીઓ ધરાપર ધસી પડતી હતી, ને અંગ્રેજ નીતિની પોકળતામાંથી એ ખંડિયેરોની ધૂળ ઊડતી હતી.

ચિચિયારીમાં ચીસો ભળતી હતી; ભયાનક હસવાના ખખડાટમાં આર્તનાદ ઊઠતા હતા, ત્રાહિ, ત્રાહિના પોકારમાં બળવો ક્રૂર હસતો, ભયાનક આંખે ભાળતો હતો, ભીષણ નજરે દેખતો બબડતો હતો: "અંગ્રેજી ઇન્સાફકા કૈસા તમાશા હય!"

ત્યારે બે જણ ઉતાવળા આવતા હતા. અઝીમની ગોળખે હિન્દીઓએ દીન દીનની દારુણ ગર્જના કરી, નાના પર ઠરતી નજરે હર હરનો હોકારો ફેંક્યો. બળવાની સળગતી બે પાંખો એકબીજાની અડોઅડ ઊડતી આવતી હતી, હજાર સિપાઈઓ એક કતાર ઊભતા હતા. હજાર આયુધો, એક નયનમાં ઊંચકાતાં હતાં. હિન્દી ભોમ પર હિન્દુ–મુસ્લીમ બિરાદરી પર બળવાની હરોળો કાન માંડતી હતી. આઠ કદમ આગે બંને પાંખો થંભી ઊભી, ને એક હજારની હરોળમાંથી આઠ આગેવાનો આઠ કદમ આગળ આવ્યા.

"શસ્ત્રાગાર પર પચીસ મરણિયાની એક ટુકડી ચઢી જાય ને બીજી ટુકડીઓ શસ્ત્રાગાર પર જતી શેરીઓને નાકે જ ઊભી રહે..."

"અંદર કેટલા?"

"શસ્ત્રાગારના કિલ્લાનાં બંધ કમાડમાં નવ અંગ્રેજ અમલદારો

પહેરો ભરે છે ને હોશિયાર ફરે છે......એકદમ ઓચિંતો હલ્લો થાય ને નવ માથાં પટકાઈ જાય તો જ...એક જ પળનું અંતર પડશે તો દારૂગોળાવાળી પાંખ એ જ લોક સળગાવી મૂકશે ને પોતેય ઊડી જશે......"

"શાથી જાણ્યું......?"

"શરણે આવવાની નવે જણે ના પાડી છે."

"એટલે સળગાવી મૂકવા જ......"

"આખરી પળે એમ ખરું......એટલે નવ સાથે ઊડી પડવા પચીસની જ ટુકડી ચઢે, બીજી ટુકડીઓ સલામત અંતરે ઊભી રહે." અને એક હજારે કૂચ કરી. એક હજારની આગળ પચીસ મરણિયા દોડતે ઘોડે ઊડતા હતા.

શસ્ત્રાગારની ટૂંકી દીવાલો પર નિસરણીઓ દેખાઈ. શસ્ત્રાગારની દીવાલોને પચાસ પગલાં ઠેકી ગયાં. શસ્ત્રાગારની દીવાલ પરથી પચીસ મહારથીઓ છલંગ દઈને કૂદી પડ્યા.

મરણનો ગુબારો, પાંચ પળ આઘો ઊભો હતો. મરણના ગેબી ગંજ પર નવ અંગ્રેજ નરવીરો ગણતરી ગણતા હતા. "શરણે જઈશું... સોંપી દઈશું તો આ દારૂગોળો જ અંગ્રેજી શોણિત ખળકાવશે, અંગ્રેજી શરીરોનાં શબ રચશે, અંગ્રેજી કારમાલનો કચ્ચર વાળશે .."

"ના, ના. આપણે નવ ભલે મરી પડીએ......"

અંગ્રેજી નરે ધીખતા ધામ પર આંખો મીંચી, અંગ્રેજી નવ જણે બળવાના કચ્ચરઘાણ પર કાન દીધા. નવે જણે ખભેખભો અડાડી સથવારો લીધો. નવ શરીરોનો એક હાથ લંબાયો. નવ દેહોની એક આંગળીએ સળી ઘસી. નવના પ્રાણે મરણના ગુબારામાં ગલ નાખ્યો.

ને એક પળનો ઝબકારો ઝબક્યો, એક પળના બધા અવાજોને ડુબાડી દેતો મરણનો ગુબારો એક અવાજે આકાશ ભરી પડ્યો. વાદળાં ધુમાડાની ટોચ પર તરતાં હતાં. ધુમાડાના ગોટ ને વાદળાંના પેટને ચીરીને ઝબકારો ઝબી ગયો હતો.

એક પળના અજવાળામાં નવ અંગ્રેજ શરીરો સાથે પચીસ હિંદી શરીરોનાં હાડ, માંસ ને લોહીકણિકાઓ હળીમળીને ઊડતી હતી, આસપાસની શેરીઓમાંનાં ત્રણસો શરીરો અંગ તૂટીને પડી ગયાં હતાં.

પછી પડેલા શસ્ત્રાગારનો કબજો પાછળની જીવતી ટુકડીઓ લેતી હતી. સેંકડો તોપો, દશ હજાર રાઈફલો, અને નવ લાખ કારતુસો બળવાના આગેવાનોના હાથમાં આવ્યાં હતાં.

પછી નમતા પહોરે અંગ્રેજ હકૂમતપર બીજી ચઢાઈ થઈ. અંગ્રેજોની કાપણી આખા દિલ્હી પર શરૂ થઈ ગઈ. ગોરડન પડ્યો, સ્મીથ વીંધાઈ પડ્યો, રેવેસી છેદાઈ ગયો. અંગ્રેજ કુકડાં અંગ્રેજ આવાસમાં બળવાની ઉષા પર કકળી ઊઠ્યાં, અંગ્રેજ કૂતરાં અંગ્રેજ શબ પગનાં લોહી ચાટી રહ્યાં, અંગ્રેજ માથાં, ઊભાં, આડાં, અક્કડ ને નમેલાં એક સરખાં છેદાઈ પડ્યાં.

દિવસ, રાત; દિવસ પછી રાત ને રાત પછી દિવસ, દીન દીન ને હર હરનાં હિંદુ–મુસ્લીમ જબાને ગર્જના કરી, દિવસભર........ રાતભર, હિન્દી દેહના હર—દીન હાથો સંહાર સરજતા રહ્યા. મેની ૧૧ મીએ ધીખતા ધોમ ૧૬ મીએ શાંત પડ્યા. શાંતિમાં હિન્દી પાટનગર પર હિંદી–આઝાદીનો લીલો ઝંડો ઊડી રહ્યો. હિંદી કચેરીઓમાં હિંદી ન્યાય બેઠો, હિંદી પાટનગર પર હિંદી પહેરા ગોઠવાયા. દિલ્હીના દરવાજા પર હિંદી સંત્રીઓ સલામતીના સાદ દેતા હતા. દિલ્હીના લાલ કિલ્લામાં લીલા નેજા નીચે હિંદનો તાજ, બાદશાહ બહાદુરશાહના માથાપર નાના ને અઝીમનો એક હાથ મૂકતો હતો.

ને હિંદી આઝાદીનો બીજો હાથ હિન્દી જબાનના હર હર...ને... દીન દીનની દારુણ ત્રાડની હલકમાં તરવાર ઊંચકતો હતો.

ઘોમ ધીખી ગયા હતા. દિલ્હીની શેરીઓ લોહી ધોતી હતી, આવરણો ફેરવતી હતી, દિલ્હીની દુકાનો ઊઘડતી હતી, વહેવાર શરૂ થતો હતો.

ત્યારે દિલ્હીની બહાર અંગ્રેજ માલિકી, કોઈ મોઢાં ઘેરાં કરી, કોઈ ફાળિયું બાંધી ને પોતડી પહેરી, ફકીર થઈ, બાવા બનીને, ગોરા વાનની ગોરપ ઢાંકીને—ઘેરી બનીને, જીવી જવાની જગાઓ યાદ કરતી, ને આશરાઓ શોધતી ભાગતી હતી. અંગ્રેજ જુલમગારોને હિન્દી તરવારની અણી આડે ઢાલ ધરવા ગોસાંઈ કે ફકીર બનીને તંબૂરો ખખડાવવાની કે કબીરને લલકારવાની ચાલાકી શીખવી પડતી હતી.

"મારો ફિરંગીકો......" દિલ્હીના આસપાસનાં નદીનાળાં, ગામ, ખેતર, કૂવા, વાવ, ને એકેએક આવાસ પર અવાજ ગરમ થતા હતા.

અને દિલ્હીને દરવાજે મેના ૧૬ મા દિવસે ઊભરાતો લોક-સમુદાય ત્રાડ દેતો નવા બાદશાહનાં કમાડ ખખડાવતો માગતો હતો : "પેલા પચાસ અંગ્રેજ કેદીઓનો ન્યાય અમને સોંપી દો,...અંગ્રેજ કેદીઓ અમને સોંપી દો......"

બાદશાહના વૃદ્ધ હાથમાંથી માળા પડી જતી હતી, અઝીમ અને નાનાસાહેબ બળવાની મશાલ લઈ સારા દેશને સળગતો કરવા ઊપડી ગયા હતા, તાંતિયો ટોપ દૂરદૂરનાં લશ્કરોની કવાયત ગણતો હતો...અને બાદશાહ પડી ગયેલી માળા પાછો હાથમાં લેતો, ફરમાન દેતો હતો, "પચાસ અંગ્રેજ જુલમગારોને સોંપી દો, નહિ તો ટોળાં વધતાં જશે...વીખરાશે નહિ."

અને પચાસ સોંપાયા, ને સોંપાયા તેવા લોક પ્રકોપની ધાર પર ટિંગાઈ ગયા.

"અંગ્રેજ ઓરતો......જે કોઈ જીવતી પકડાઈ હોય તેમને મીરત મોકલી આપો......અંગ્રેજ છાવણી તરફ......" બાદશાહ આઝાદ દિલ્હીના મહાસેનાનીનું ફરમાન સાંભળતો ખુશ થતો માળા પૂરી કરતો હતો.

અને જીવતી રહેલી અંગ્રેજ ઓરતોની લાજ લૂંટાઈ નહોતી, અંગ્રેજ નારીના દેહ ચૂંથાયા નહોતા......ભડભડાટ બળતા બળવામાંયે ગોરી ઓરતો તરફનો સંકોચ સચવાયો હતો.*

અને બાદશાહ લાલ કિલ્લાના બુરજમાંથી હિન્દી પાટનગરના આઝાદ વાવટા નીચે પોતાના મહાસેનાનીના બુલંદ અવાજમાં બોલતો હતો.

"દોસ્તો, હિન્દીઓ ! સારા, હિન્દના ઇતિહાસમાં આ પાંચ દિવસની તવારીખ અમર રહેશે. એ પાંચ દિવસે પૂકારેલા નાશની નોબતો ગગડી ગયા પછી, એણે ઉછાળેલાં લોહીની છોળો શમી ગયા પછી, એણે ખડકેલાં શબના ઢગ દફનાઈ ગયા પછી, હિન્દી ભોમ પર એ પાંચ દિવસે બેઠું કરેલું હિન્દી જીવન, એ પાંચ દિવસે પ્રાણ ઊંચકીને ઊભો કરેલો હિન્દી ઉઠાવ અમર રહેશે......એ પાંચ દિવસે આખરી જયપરાજયના હિસાબ ગમે તે લખ્યા હોય, એ પાંચ દિવસે હિન્દભરમાં ઊભાં કરેલાં હિન્દી ખમીરની આખરી પળ ગમે તેવી હોય, પણ... પણ મને આનંદ ઊછળે છે કે મહમદ ગીઝનીની ચઢાઈ પછી આજે

*"However much of cruelty and blood-shed there was, the tales which gained currency of dishonour to ladies were, so far as my observation and inquiries went, devoid of any satisfactory proof."

—(Hon. Sir Win-Muir. K C. S. I; Head of the intelligence Dept.)

હિંદુ–મુસ્લીમ હરીફ મટે છે—બિરાદર બને છે. આજે ક્યાં હિન્દુ, ક્યાં મુસ્લીમ......કોઈ વિજેતા નથી, કોઈ જિતાયેલા નથી. હિન્દી ખમીરના, હિન્દી દેહના, હિન્દી ભોમની આઝાદીની જેહાદના પાક હાથો બને છે. મારે મન તેથી એ દિવસ મહાન છે."

"મારા માથા પરનો તાજ......દોસ્તો, હિન્દુસ્તાનીઓ...... વિજેતા બાદશાહતનો તાજ નથી, હિન્દી ભોમની આઝાદીનો તાજ છે......મેં નાના ને અઝીમને, કુમારસીંગને......તાતિયા ટોપને ને મોલવી અહમદને વીનવ્યા છે કે જેહાદ જંપી ગયા પછી એ તાજ હિંદી લોકની લડાયક હરોળોના મહાસેનાનીના માથા પર મુકાય અને સારી સત્તાની સંચાર દોરી લોકનાયકોના......નહિ હિન્દુ,......નહિ મુસ્લીમ......હિન્દી હાથમાં મુકાય......મારી એ માગણી એ અગ્રેસરોએ કબૂલી છે.

"એ મહાન દિવસ જ્યારે આવે ત્યારે...... આજના દિવસે જગવેલી જેહાદ જો જલતી જ રહે તો, એ દિવસ આવતી કાલે છે... એ આવતી કાલનો ઘડવૈયો હિન્દુ નહિ, મુસ્લીમ નહિ......હિન્દી હશે,......આજના આઝાદ દિને હર હર ને દીન દીનને એક જીભ પર જલતા કર્યાં છે......એક હાથમાં જ હિન્દી આઝાદીની તરવારની ધાર ને ધૂંવાધારની જામગરી દીધી છે, આજે હિન્દુ મુસ્લીમ ખભેખભા એક તંતુએ અતૂટ બને છે, એક હરોળે કૂચ કરે છે, એક અવાજે રણહાક બોલે છે, એક ફરમાન પર ત્રાડ દે છે, એક જેહાદના જખમ ઝીલતા એક સાથે જીવતરનો સથવારો કરે છે...... મસ્જિદ–મંદિર એક બાંગ બોલે છે, અલ્લા–ઈશ્વર એક આશિષ દે છે, હવામાનમાં હિંદુ–મુસ્લીમ ફેફસાં હિંદી પ્રાણ ધમે છે. એક આહાર, એક વિહાર, એક સુખ...એક દુઃખ...હિન્દી જીવન દશાના કણેકણનું ઘડાતું હિન્દુ–મુસ્લીમ કલેવર......આઝાદ હિન્દી ભોમ પર એક ઘર માંડશે, એક સંસાર સર્જશે......એક પોશાક પહેરશે......એક બાની બોલશે......એક આલિંગન લેશે દેશે......એક સંસારમાં કલ્લોલશે

.........તેથી મેની ૧૧ મીથી મે ની ૧૬ મીનો સપ્તાહ મારે મન મહાન છે, અતિ મહાન છે."

"કારણ કે તેણે શિવાજીની, છત્રસાલની, અકબરની ને પ્રતાપની, ગુરુગોવિંદ ને મહાદજી સિંધિયાની લડાયક હરોળોને એક કરી છે...... હિન્દી ભોમપર હિન્દુ–મુસ્લીમોનો એક સંસાર સરજ્યો છે, હિન્દી આઝાદીની જેહાદ જગવી છે ને આઝાદીનો ઉઠાવ દોડતો કર્યો છે......એ ઉઠાવની હિન્દી હરોળોની કૂચકદમને આડે જે અંતરાય આડો ધરાય તેને કાપી નાખજો, એ હરોળોના એક સંસારમાં જે કોઈ ધરકલહનું ભંગાણ નાખે તેનો ભૂકો ઉડાવજો ને...... કાલ......આવતી કાલ......તડકે છાંયડે......સુખે દુઃખે...... હિન્દુ મુસ્લીમના એક સંસારની વેલડીને ગતિ પ્રગતિના નવા નવા મુકામ પર વહેતી રાખવાના આ મહાન દિનને ઊજવજો."

૧૩

## બધી તોપો........બધી બંદૂકો........

ઘોડાની પીઠ પર સંદેશા ઊછળતા જતા હતા. ઊંટના કાઠડા પર સંદેશા ડોલતા દોડતા હતા. એક ઝડપ દોરી લંબાતી હતી, એક ઉતાવળી પગલીઓ અંકાતી હતી. બળવાનાં ભોમ–ભીતર ઘટકો પર ઉતાવળા અવાજ ગુંજતા હતા. "મીરતે ઉતાવળ કરી છે. ૩૧ મી વહેલી આવી છે......ચોવીસ કલાકમાં ચેતી જનઓ, બેઠા હો તો ઊભા થઈને, કમર કસીને, સમર પર ઊતરી પડો; તોફાન આવ્યું છે... દુશ્મનોને વિચાર કરવાનો, શ્વાસ ખાવાનો, તૈયારી કરવાનો સમય આપો નહિ. એક સામટાં, એકેએક ઘટકો ગરજી પડો, તૂટી પડો... એક સામટો સંહાર મચાવી પડો..... લડાઈની એ જ કુનેહ છે."

અંગ્રેજી વડો આડતિયો, લૉર્ડ કેનીંગ, કલકત્તાની સુંવાળી સેજમાંથી આંખો ચોળતો ઊભો થઈ ગયો ને તૂટતા તારનો કંપતો શોર સુણી રહ્યો, "દિલ્હી પર સંહાર સૂસવે છે, દિલ્હીપર આગ સળગે છે, દિલ્હીના અંગ્રેજી આવાસ સૂનકાર બોલે છે.........દિલ્હી પડ્યું છે......"

"દિલ્હી પડ્યું છે!" લૉર્ડ કેનીંગે, અંગ્રેજી જટિયાં ઝુલાવી માનવાની ના પાડી......"દિલ્હી પડે......?"

"પડ્યું છે નામદાર, ને દિલ્હીના લાલ કિલ્લા પર હિન્દી આઝદીનો લીલો ઝંડો......"

"બસ બસ......" પણ લોર્ડ કેનીંગનો ગુસ્સો મોઢાં પડતો હતો.....તાર તૂટતા હતા.

"એનસન !......એનસન !" અંગ્રેજી ફોજનો મહાસેનાની એનસન સીમલાની ઊંચાઈ પર હવા ખાવા જવાનો બિસ્ત્રો બંધાવતો એઠો થઈ જતો હતો, ને કાન માંડતો હતોઃ "દિલ્હી પડ્યું છે......દિલ્હીના લાલ કિલ્લા પર હિન્દનો—આઝાદીનો......" એનસનના કાનમાં અવાજ કરડી ખાતો હતો.

લોર્ડ કેનીંગ અને એનસનના ઉતાવળા અવાજ ચાલુ થયા હતા.

"પંજાબમાંની ને સરહદ પરની ગોરી ફોજોને તાબડતોબ બોલાવવી જોઈશે......"

"પરશિયાનો વિગ્રહ પૂરો થયો છે તો ત્યાંની બધી ગોરી કતારોને હિંદ પર રવાના થવાનાં ફરમાન છોડું છું......"

"ને નામદાર સમ્રાટની સરકારને લંડનની કચેરી પર જાણ કરીએ કે......"

"કરીએ......કરીએ, હમણાં ને હમણાં......"

ને દિલ્હી ને ભારતથી ભાગેલી અંગ્રેજી હાય ચીંથરેહાલ, વીખરેલે વાળ, લોહી ટપકતી, ધા નાખતી કલકત્તાનાં પાદરોમાં પેસતી હતી, બિહામણા ડોળા ફાડતી દોડતી હતી. હિંદી ધરતી પર કચ્ચરઘાણ બોલતા અંગ્રેજી પાદશાહતની પગલીનો આવો દિવસ પહેલો હતો.

અને કલકત્તાની કરોડ પર સવાર થયેલી કેનીંગશાહી સાંભળતી હતી : "પરશિયા પરની કતારો ચીનાઓનો સંહાર કરવા નીકળી ચૂકી છે......એટલે......"

"એટલે......એટલે શું ! એટલે અમે મરીએ છીએ......હિંદ પરનું અંગ્રેજી રાજ તાંતણા પર તોળાય છે ......" અને ઉતાવળો એનસન ફરમાન બોલતો હતો, "બ્રહ્મદેશ પર ચઢાઈ કરવા તૈયાર

કરેલી બંને રેજીમેન્ટને રોકી રાખો......" અને એનસન મદ્રાસ સાથે સંદેશો જોડતો હતો: " દિલ્હી પડયું છે ......તમારી ૪૩મી હરોળને તૈયાર રાખો અને......"

અને લોર્ડ કેનીંગે અંગ્રેજી હકૂમતના એકેએક કસ્બા પર વહેંચવાની જાહેરાત પર એનસન કાન માંડતો હતો.

"તમારા દેશને અપમાનવાનો......તમારા ધર્મને અભડાવવાનો અમારો ઇરાદો નહોતો......નથી, તમે......તમે અમારી સામે...... તમે જેમણે કંપનીનું લૂણ ખાધું છે તેમણે અમારી સામે ઊઠવાનું પાપ કર્યું છે."* પણ હિંદ ઊઠયો હતો, બળવો બરાડતો હતો, જિગર જલતાં હતાં, ખોપરીઓ સળગી ચૂકી હતી. અંગ્રેજી હકૂમતની જાહેરાત સંભળાતી નહોતી......કેનીંગના કપાળમાં બદલાયેલી હકૂમત કરવતી ઘસતી હતી કે......" દિલ્હીના હિન્દી પાટનગર પર આઝાદ હિન્દની હકૂમત ફરકે છે........."હકૂમતના નામમાં હડકતી અંગ્રેજશાહીને બળવાના બોલ વાગતા હતા. અને એનસનનો અવાજ ફફડતો હતો:

" એકદમ......એક અઠવાડિયામાં......દિલ્હી લઈ લો...... દિલ્હી પર ચઢાઈ કરો......બધી તોપો......બધી બંદૂકો દિલ્હીપર માંડી દો......ઉતાવળ કરો."

" હાં, હાં, બધી તોપો......બધી બંદૂકો......દિલ્હી પર......" પંજાબનો લશ્કરી સેનાની સર જોન લોરેન્સ પર કતરાતી આંખો તાકતો હતો.

" ઉતાવળી...કતારો દોડાવો......એકદમ......એકદમ......"

---

*"......It is a sin on your part, who have eaten the salt of the Company to rise against it." (Lord Canning)

ફેનીંગની તાલાવેલી તતડી ઊઠી હતીઃ "બધી તોપો, બધી બંદૂકો ......દિલ્હી પર......"

અને અંગ્રેજ મહાસેનાની એનસન અંબાલા પહોંચતો હતો ને અંબાલામાં નવા સમાચાર સાંભળતો હતોઃ "ગુરખા ટુકડીઓ ઊઠી છે...... સીમલા ભયમાં છે......"

"સીમલા ભયમાં !" મહાસેનાનીની નસો તગતગી ઊઠતી હતી, એની આંખ સામે સીમલા ભયમાં દેખાતું હતું. જે સીમલા પર અંગ્રેજશાહીની ઠંડી ખુશબો લહેરાતી હતી, જેના પર......અંગ્રેજ નેસડા પર શીતલ હવામાન ઝૂલતું રહેતું હતું, જ્યાં અંગ્રેજશાહીની માલિકીના સંસારની ભલી ભૂંજાડો કલ્લોલતી હતી, જ્યાં અંગ્રેજી રંજન વનરાજીઓ લચકાતી હતી......જ્યાં, જ્યાં...તે જ સીમલા ભયમાં......!"

"ના, ના નામદાર......બધું આજની રાત સુધી તો ઠીક છે. ......પણ ભય ભાંભરે છે......આપણાં ગોરાં નરનારીઓએ નાસભાગ માંડી છે......"

# ૧૪

# એક હજારની યાદ

દિલ્હી પર નિશાન તકાતાં હતાં. દિલ્હી પર ચઢી જવાના વ્યૂહ ગોઠવાતા હતા. દિલ્હી પર ગગડવાની નોબતોના નશા ઘડાતા હતા.

કાશ્મીરનો ગુલાબસિંહ અંગ્રેજ માલિકોને પડખે મુજરા દેતો હતો. પંજાબ, પતિયાલા, નાભા શાહીવાદી અંગ્રેજી રાજના શિકારી કુત્તાની જેમ પૂંછડી પટપટાવતો માલિકના પગમાં આળોટતો હતો, અને અંગ્રેજ માલિકોને ઇશારા કરતો હતો, "નામદાર, સાહેબાન, મીઆનમીરની છાવણીમાં છે તે પંજાબીઓ ન ઊઠે તો......"

"તો તે જાણવા તેમનો આંક કાઢીએ" અંગ્રેજશાહીએ એક જાસૂસને તૈયાર રાખ્યો હતો.

"હરિહર હરિહર" બોલતો એક વેદાન્તી ત્રિપુંડ તાણેલો બ્રાહ્મણ આવ્યો.

"મીઆનમીરના સિપાઈઓનું માનસ જાણી લાવવાનું......"

"મારું કામ, નામદાર........." વેદાન્તી બ્રાહ્મણે એનું કામ ઉપાડી લીધું.

ડેલહાઉસીની દાવનીતિમાં ઊછરેલા, રૉબર્ટ મૉન્ટગોમેરી અને સર જૉન લૉરેન્સે આ વેન્દાતીની લાયકાત પારખી લીધી ને તેને રવાના કર્યો.

વેદાન્તી બ્રાહ્મણ તપાસ કરીને પાછો ફર્યો હતો અને સલામ ભરીને બોલતો હતો.

"ગળા સુધી ડૂબેલા છે, નામવર."

"કોણ?"

"મીઆનમીરના સિપાઈઓ. મીરત સાથે મળેલા છે ને એકાએક ઊઠશે ત્યારે આકરા પડશે."

બંને જોડિયાઓ અંગ્રેજી રાજ નીચેનો આતશ પંજાબમાં પણ પારખી રહ્યા. એમની સામે મીરતની આગ સળગતી દેખાઈ. એમના ડોળા દિલ્હીના સમાચારથી તગતગી ઊઠ્યા હતા.

મેની તા. ૧૩મીની સવારે પરેડ મેદાન પર રૉબર્ટ અને મૉન્ટગોમેરીએ મીઆનમીરની ટુકડીઓને હાજર કરી.

ઊગતા સૂરજના લાલ પ્રકાશમાં સિપાઈઓની ચારે બાજુ તોપો ગોઠવાઈ હતી; ગોરી ટુકડીઓ તાકીને ઊભી હતી. મીઆનમીરના દેશી સૈનીકો સમજેલા ઊભા હતા. એક હજારને ફરમાન આવ્યું: "તમારાં હથિયારો સોંપી દો અને મુકામ પર ચાલ્યા જાઓ."

મીઆનમીરના એક હજારે હથિયાર મૂકી દીધાં અને કોટડીઓ પર પાછા ફર્યા. એમણે જ અફઘાનિસ્તાનમાં અંગ્રેજ બહાદુરોના જીવ પ્રાણ પાથરીને બચાવ્યા હતા.

પછી લૉરેન્સ લાહોરગઢ પર ચઢ્યો ને કિલ્લાનો કબજો ગોરા સિપાઈઓને સોંપી, દેશી ટુકડીઓનાં હથિયાર ખૂંચવી લીધાં. લાહોરથી અંગ્રેજી કટક અમૃતસરના ગોવિંદગઢ પર ગોઠવાયું અને ત્યાંની ટુકડીઓનાં હથિયાર પણ લઈ લેવાયાં.

અને લૉરેન્સ, અંબાલામાં પડેલા અંગ્રેજ મહાસેનાની એનસનને કાગળ લખવા બેઠો: "પંજાબમાં ભય નથી, દિલ્હી પર આપણી બધી કતારો ગોઠવી દો. જૂન પહેલાં દિલ્હી લઈ લઈએ તો આગ વધારે ફેલાશે નહિ."

લૉરેન્સે કાગળ સાથે એનસનની મદદે બે રેજીમેન્ટો રવાના કરી. એક ગુરખા રેજીમેન્ટ બીડની સરદારી નીચે અને બીજી પંજાબીઓની ડાલીની સરદારી નીચે એનસનની કુમકે દિલ્હી તરફ કૂચ કરતી હતી.

અને સર જૉન લૉરેન્સ નવા સંજોગોનો તાગ કાઢતો બેઠો હતો:

"પંજાબમાં ત્રણ છે; એક હિન્દુ, બીજા મુસ્લીમ, ને ત્રીજા શીખ. એ ત્રણે એકબીજાની સામે ત્રાટકે છે......એ ત્રણનાં ખંજર એકબીજાની કૂખમાં......હજુ એમનામાં રાષ્ટ્રવાદ નથી, ધર્મવાદ છે."

લૉરેન્સનાં ભવાં હસી પડયાં, "હજુ એમનામાં.........હજુ એમને એક રાષ્ટ્ર દેખાયો નથી......હજુ એમનામાં કોઈ નાનો સાહેબ સાંપડયો નથી, હજુ એમને કોઈ અઝીમ હાથ લાગ્યો નથી......" અંગ્રેજી માલિકીનો શયતાન લૉરેન્સના ગલોફામાં સાકર રેડી રહ્યો. જો પંજાબ ઊઠશે નહિ......અને નહિ જ ઊઠે-તો દિલ્હીના પાટનગરની બોચીમાં એની કટારી બનાવીને... ..."

અને એ અંગ્રેજ–શયતાન પર કાળ હસતો હતો, ને કહેતો હતો......"આજ......કાલ......એક દિન હિંદી ભોમ પર રાષ્ટ્ર જાગશે......એક દિન અંગ્રેજ માલિકીનું રોલર હિંદી જનતાને એક કરશે, હિંદી જનતાનાં હિંદુ–મુસ્લીમ–તમામ જેમની એક કતાર રચશે ને એ કતાર હિંદી આઝાદીને સરજશે."

પણ એ લાલચુને એ દિન દેખાતો નહોતો. ૧૮૫૭એ ઇતિહાસી દિનના પહેલી ઉષા બનશે તેનો અંદાજ એને આજે આવતો નહોતો.

આજે એણે ગુરુગોવિંદની ને રણજીતસિંહની કિરપાણને, મુસ્લીમ અને હિંદુઓ સામે ધરી હતી. આજે એણે હિંદી શીખને હિન્દની કુખમાં ખંજર હુલાવવાનો નશો ચઢાવ્યો હતો.

લોરેન્સે પેશાવરના ખબર પણ કઢાવ્યા હતા. મેની ૨૧મી તારીખે કૉટન અને નિકલસને મીઆન મીરની જેમ જ પેશાવરની દેશી ટુકડીઓનાં હથિયાર મુકાવી દીધાં હતાં.

"પણ પચાવનમી રેજીમેન્ટનું શું ? હોટી મારદાનની તમારી પંચાવનમી રેજીમેન્ટનું શું ?" એ કર્નલ સ્પોટીસવુડના સમાચાર પુછાવતો હતો અને કર્નલ સ્પોટીસવુડ જવાબ દેતો હતો, "અહીં અમારે ત્યાં બધું બરાબર છે."

પણ અંગ્રેજ સિપાઈઓ પેશાવરથી ૫૫મી રેજીમેન્ટનાં હથિયાર લેવા કૂચ કરતા હતા.

૫૫મી રેજીમેન્ટે સમાચાર સાંભળ્યા અને રેજીમેન્ટની સંગ્રામ સમિતિ રાતોરાત મળી, રાતોરાત નિર્ણય થયા, રાતોરાત ૫૫મી રેજીમેન્ટે હથિયાર હેઠાં પડે તે પહેલાં હથિયાર તાણ્યાં હતાં.

કર્નલ સ્પોટીસવુડે એના બંગલાના ઓરડાનાં કમાડ વાસી,

પોતાની પિસ્તોલ પોતાની છાતી પર તાકી દીધી ને આપઘાત કર્યો.

"હોટી મારદાનની હજારની રેજીમેન્ટને એ શું સૂઝ્યું?" પેશાવરથી ઊપડેલી અંગ્રેજ હરોળો હસતી હતી. "એ એક હજાર દિલ્હી પહોંચે તે પહેલાં આખો પંજાબ આડો પડયો છે ને પાછળ આપણે પડયા છીએ."

અને હથિયાર હેઠાં મૂકવાને બદલે માથાં વેરતાં દિલ્હી તરફ રસ્તો દોરવાની, લોહીની પગલીએ આઝાદી ઊજવવાની અગ્નિ ઝાળનો ઉન્માદ એ હોટીમારદાનના એક હજારને હાંકતો હતો.

એક હજારે હથિયાર સંભાળ્યાં. એક હજારે બળવો પુકાર્યો, એક હજારે અંગ્રેજી ભંડાર લૂંટયો ને એક હજારે અવાજ આપ્યો, "અમારી બેડીઓ આજે તૂટી છે......ગુલામી તોડીને કૂચ કરવા અમારા પ્રાણ ભલે અંગ્રેજી ફાંસાઓમાં નીચોવાઈ જાય......" અંગ્રેજ સેનાનીએ એ બળવાની ઊડતી આગ જેવા એક હજારનો પીછો પકડયો. એ અંગ્રેજ સેનાની એક હજારનો શિકાર કરતાં, એક સાથે ચોવીશ કલાક સુધી ઘોડા પરથી ઊતર્યો નહિ.

પંજાબનું પાપ ધોનારા એક હજારની આઝાદ ફોજ આગળ પાછળ અંતરાયેલા શિકારીઓથી વીંધાતી, કેદ પકડાતી, તોપને મોઢે બંધાતી આગળ કૂચ કરતી હતી.

એ એક હજાર પર વરસતું મોત શરમાઈને વધારે ઘાતકી બનતું હતું; એને ઘેરનાર દેશદ્રોહીઓ વધારે ભીષણ બનતા હતા, ને તેમ તેમ એ એક હજારનો આતશ ધોળી શિખાઓ કાઢતો, પોતાના શા પર જીભ ફેરવતો, આઝાદીની ઊડતી મશાલ જેવો દિલ્હી તરફ દોડતો હતો.

સરહદ વટાવાઈ ગઈ હતી. પંજાબની પગથી પર એક હજારનો આતશ થોડાક સેંકડોમાં સળગતો એક પળ ઊભો રહેતો હતો, ને

વિચારતો હતો, "દિલ્હી પહોંચતાં એક હજારમાંથી એક આદમી પણ રહેનાર નથી, દિલ્હી પહોંચવાનાં બધાં કમાડ દેવાઈ ગયાં છે."

"તો, કાશ્મીર તરફ કૂચ કરીએ તો,......કાશ્મીરનો રાજા ગુલાબસિંગ આશરો આપે તો......"

"તો કાશ્મીર શ્વાસ ખાઈને દિલ્હી પર દોડી જઈએ."

"ને દિલ્હીના લાલ કિલ્લા પર આઝાદ વાવટો ઊડતો હશે, દિલ્હીની મસ્જિદો આઝાદીની બાંગ બોલતી હશે, દિલ્હીનાં મંદિરોમાં આઝાદી ગુંજતી હશે, દિલ્હીની હરોળો, આઝાદીના દરરોજ ઘેરા બનતા જતા સંગ્રામની કવાયતો કરતી હશે......"

આઝાદીના આશકોને દિલ્હી ખેંચતું હતું.

પંજાબના નૂર જેવી લોહી નીગળતી અગ્નિશિખાએ કાશ્મીરને રસ્તો લીધો.

ને કાશ્મીરની હદ પર ગુલાબસિંગ નામનો કાશ્મીરરાજ, અંગ્રેજી પૂંછડી હલાવતો ભસતો હતો. પાછળ અંગ્રેજી માલિકીની તોપ મંડાઈ હતી, આગળ ગુલાબસિંગની બંદૂકો તાક માંડતી હતી. હોટી-મારદાનની આઝાદ ટુકડીએ શ્વાસ પ્રશ્વાસ ગણી ગણીને પ્રાણ કાઢી આપ્યા. હોટીમારદાનની આઝાદ ટુકડીએ ફાંસીના માંચડાચૂમ્યા, તોપના મોઢામાંથી એ આઝાદ ટુકડીએ પોતાની જાતને ફૂટી જતી દેખી.

કાશ્મીરના ગુલાબસિંગની હદમાં થોડાંક ભાગી ગયેલાં ચીંથરેહાલ, ભૂખ્યાં શરીરો ભટકતાં હતાં. એમની ઊંડી ગયેલી આંખો જ માત્ર કોઈ પાણીને ટેકવી ટગમગતી હતી. ઊડી જતાં આંખનાં તેજમાં પેશાવરથી ભૂલો પડેલો દીવો હોલવાઈ જતો હતો.

૧૫

# એક હતો બ્રાહ્મણ

બુલંદનાં ગામડાંમાં એક બ્રાહ્મણ ગાગર ઠોકતો ગાતો ફરતો હતો. કપાળ પર ત્રિપુંડ શોભતું હતું, માથા પાછળ ચોટલી ફરકતી હતી, હાથની વીંટી ગાગર પર તાલ દેતી હતી.

ત્યારે અંધારાના ઓછાયા જેવો એક માણસ ઊભો થયો ને સીધો સોટા જેવો બ્રાહ્મણની સામેસામ આવીને બોલ્યો, " મહારાજ. સંદેહ પડ્યો છે."

" શો ? "

" લો, આમાં લખી રાખ્યો છે."

બ્રાહ્મણે ગાગર પરની અંગૂઠી ઊંચકી, ચિઠ્ઠી વાંચી :

" ચોટલી કઢાવી નાખો, થોડા દિન ઓલિયા બનો ને અલીગઢ પહોંચો......એકદમ ઉતાવળા......ત્યાં ગઢીની ડેલીમાં ગોવિંદજી મહારાજ ગરવા ગરજશે."

બ્રાહ્મણે ચિઠ્ઠીને ઓટીમાં ભરાવી દીધી ને પછી મોઢા પર ફેરફાર વિના ગાગર પર અભિમન્યુનો ચક્રાવો ગાવા માંડયો. આજે એની આંખો અનેરી ફરી રહી, એની અંગૂઠી ગાગર પર ચક્રાવો રચી રહી. એનો ધીર ગંભીર અવાજ અભિમન્યુને હોકારા દેતો, એક પછી બીજો કોઠો રચી રહ્યો; એની છેલ્લી કડીઓ સાંભળતી માનવ મેદની મહારાજનાં મુક્ત કંઠે વખાણ કરતી બ્રાહ્મણનો છેલ્લો અવાજ ગુંજતી હતી :

> અભિમનનો ચક્રાવો એવો, ગાગર દીસે ગરવી રે,
> ભણે બ્રાહ્મણ ખપ કરો તો, ઘરઘર ઊઠે ગરજી રે:
> શું મુસ્લીમ, શું હિંદુ ભૈયા, હિન્દ, હિન્દ, અમ હિન્દી રે.
> ભણે બ્રાહ્મણ, ભલાં થઈને, "હર," "દિન," હોકો એકી રે,

પછી બીજી રાતે શ્રોતાઓ કંઈ કંઈ અટકળો કરતા પાછા જતા હતા બુલંદમાં વ્યાસજીનો ક્યાંય પત્તો લાગ્યો ન હતો. ત્રીજે દિવસે વહેલી સવારમાં એક મુસલમાનના ઘરમાંથી એ બ્રાહ્મણને અંગ્રેજી પોલીસે ગિરફતાર કર્યો હતો અને હાથ કડી પહેરાવી પોલીસ ચોકી પર લઈ જવામાં આવ્યો હતો.

બુલંદમાં એનો ન્યાય કરીશું તો બુલંદ આખું બખાળી ઊઠશે. એને તાબડતોબ અલીગઢ મોકલીએ ને ત્યાં એને પતાવી દઈએ.

ન્યાયના પલ્લામાં જોખાઈ જવા બ્રાહ્મણને અલીગઢ મોકલવામાં આવ્યો.

બુલંદના સિપાઈઓમાંથી કેટલાક બ્રાહ્મણની પાછળ અલીગઢ જવા, અંગ્રેજી અફસરોને પૂછ્યા વિના, છાવણીમાંથી ભાગી ગયા. તેમણે બ્રાહ્મણનો ન્યાય સાંભળ્યો; તેમણે બ્રાહ્મણને ખખડતી જંજીરોમાં ફાંસી ખોલીમાં જકડાતો જોયો.

હજુ મે મહિનો પૂરો થયો નહોતો ત્યાં તો, ફિતૂરી બ્રાહ્મણ માટે અંગ્રેજી રાજે માંચડો રોપ્યો. માંચડા પરથી લોહીની ધાર

ટપકતી હતી. ફિતૂરી શરીર લટકતું હતું.

જાણે બ્રાહ્મણે ગાગર ખખડાવી. જાણે એની અંદર અનેક અભિમન્યુઓ ગોળચક્કર ફરી રહ્યા. ફિતૂરીના શા હાલ થાય છે તે જોવા અલીગઢ પરનો માંચડો જાહેરમાં લટકતો હતો. લશ્કરના સિપાઈઓનાં ટોળાં પણ આંકાંઅવળાં ઊભાં હતાં.

બ્રાહ્મણ એના ફાંસામાંથી ભયંકર મૌનનો કોલાહલ કરતો હતો. એ કોલાહલે એકને ઉતાવળો કર્યો. એક તરવાર એનેકોની વચમાં ચમકી ઊઠી. એક તરવારની ચમકના ચકાવા રચ્યા. એ ચકાવાના મંડળમાં બીજી અનેક આંખો ગૂંચવાઈ પડી, અનેક તરવારો ઊપડી, અનેક અવાજો એક થયા: "અંગ્રેજી-રાજ નાશ કરો......મારો અંગ્રેજોકો......" બ્રાહ્મણની ફાંસી માળ જાણે બધાને ગૂંથી રહી. એક ભયાનક બૂમરાણ અલીગઢ પર ફરી વળી. અલીગઢને ઘેરઘેર, હર, હર ને દીન દીન ગરજી પડયા. અલીગઢને આંગણે ફાંસીના માંચડા પર ચઢીને પેલો બ્રાહ્મણ બળવાનો હોકારો હાંકી રહ્યો.

અંગ્રેજી અફસરોએ ગાલીચા પરથી છલંગ મારીને કાન માંડયા, "અલીગઢમાં તો બધું શાંત હતું ને?"

ને તેમણે રસ્તા પર ૯મી રેજીમેન્ટના દેશી સૈનિકોને કિકિયારી કરતા દોડતા દીઠા, ને સમાચાર સાંભળ્યા, "૯મી રેજીમેન્ટ ઊઠી છે."

૯મી રેજીમેન્ટના આગેવાનોએ ભલા થઈને સંદેશો કહાવ્યો, "રાતના ૮ પછી જે અંગ્રેજ હશે તે તરવારની ધાર પર હેવાશે. જીવવાનો ખપ કરો તો આઠ કલાકમાં અલીગઢ ખાલી કરો."

અલીગઢમાંથી અંગ્રેજી હકૂમતે બચકા બાંધ્યા. ટપોટપ અંગ્રેજ નરનારીઓ ઊપડવા લાગ્યાં. લેડી આઉટ્રામ પણ એના સથવારા સાથે ઉતાવળી દોડતી હતી.

મીનપુરમાં અલીગઢના સમાચારે તણખા વેરાતા કર્યા. મીનપુર

પાસે છાવણીમાં કોઈ નાથસીંગ ભરાયો હતો. મીનપુરથી એક વફાદાર ટુકડીને નાથસીંગને પકડી લાવવા રવાના કરવામાં આવી. પણ નાથસીંગે આખી ટુકડીને ફિતૂરની કંઠી પહેરાવી દીધી હતી. નાથસીંગ પકડાયો નહિ, ટુકડી પાછી ફરી નહિ.

અને રામદીનસીંગ નામના એક બળવાખોર માલૂમ પડેલા સૈનિકને અલીગઢ લઈ જવા એક બીજી ટુકડીને મીનપુરની અંગ્રેજી હકૂમતે રવાના કરી હતી. રસ્તામાં અલીગઢના સમાચાર સાંપડયા, એટલે ટુકડીએ એક ઝાડ નીચે રામદીનસીંગનાં બંધન છોડી નાખ્યાં ને તેનો ન્યાય જોખ્યો: "રામદીનને હિન્દી ગુલામીનો નાશ કરવા, ફિતૂરી ધર્મ સ્વીકારવા માટે આપણે તેને હિન્દના આઝાદ બન્દા તરીકે છૂટો કરીએ છીએ."

અને મીનપુરની રેજીમેન્ટે બળવો પૂકાર્યો, હથિયારો અને દારૂગોળા કબજે કર્યાં અને મે ના તેવીસમા દિવસે ઊંટની લંગારો પર હથિયારો ને દારૂગોળા લાદીને મીનપુરની વણઝારો દિલ્હી તરફ વહેવા માંડી.

"અને ઈટાવાનું શું!" અલીગઢ ને મીનપુરના સમાચારથી ઈટાવાની અંગ્રેજ અફસરી જમાત ધ્રૂજી ઊઠી હતી. ઈટાવાના એલન–ઓ–હ્યુમે અને ડેનીઅલે ઈટાવાની આસપાસના રસ્તા પર ક્યારનીયે ચોકીઓ ગોઠવી દીધી હતી. ઈટાવાની આસપાસના ચોકીદારો સબ-સલામતની નેકી પુકારતા અખંડ આંટા દેતા ફરતા હતા.

પણ બીજે જ દિવસે ઈટાવા પર પણ જુદી જ જાતના અવાજ ખખડી ઊઠયા. ઈટાવાના હ્યુમ સાહેબ ઈટાવાની હિન્દી તરવારની ધારમાંથી બચી જવા સ્ત્રીના પોશાકમાં સજ્જ થઈને નીકળી નાઠા. ઈટાવાએ પણ આઝાદ વાવટો ઉડાડયો. ઈટાવાની આઝાદ કૂચ દિલ્હી તરફ ચાલી નીકળી.

અલીગઢ, બુલંદ, મીનપુર અને ઈટાવાએ એક આદમીની જેમ, એકધારી તરવાર ખેંચીને દિલ્હીની કુમક કૂચ કરી.

૧૬

## એ એબ બોલશો મા

યોજના એવી હતી કે જલંદરના સિપાઈઓ બળવો કરે અને હોશિયારપુરની ૩૧મી હરોળને કહાવે એટલે હોશિયારપુર હથિયાર ઊંચકે અને તરતજ પીલુરની ત્રીજી રેજીમેન્ટ હથિયાર ઊંચકે ને ત્રણે ભેગા મળી દિલ્હી તરફ કુચ કરે.

જૂનની ૯મીની મધરાતે જલંદરની રાણી-કતાર ના કર્નલનો બંગલો બળતો હતો. બળતા બંગલાના પીળા પ્રકાશમાં બળવાના ઓળા જલંદરપર નાચતા હતા. મધરાતે બળવાની ભયાનક ચિચિયારીએ પોઢેલા અંગ્રેજ પરોણાઓનાં કાળજાં કંપાવી મૂક્યાં. ગોરું લશ્કર પણ જલંદરમાં તો ઘણું હતું પણ તેનેય બળવાના ભયાનક બોલ સાંભળીને થરથરવાની આદત લાગુ પડી હતી.

પણ બળવાખોરોએ એકદમ દિલ્હી તરફ દોડી જવાની પોતાની ઈચ્છા બતાવી. જલંદરના અંગ્રેજ અફસરોને જીવતા મૂકયા, જલંદરન

અંગ્રેજી આવાસને સળગતા બચાવ્યા. એકલો એડજુટન્ટ બાગશીવ દિલ્હી તરફ જતા આ સ્વદેશભકતોની આડો ઊભો હતો અને પેશાવરની પાસેના પેલા એક હજારની યાદ આપતો હતો. બાગશીવની પાસે એક ઘોડેસવાર દોડતો આવ્યો ને બાગશીવની છાતી વીંધાઈ ગઈ.

જલંદરની એક ટુકડી તાબડતોબ પીલહુર પહોંચી. મધરાતે પીલહુરે બળવાની બાની પુકારી. એક આદમીની જેમ પીલહુર ઊભું થઈ ગયું. પીલહુર માંય અંગ્રેજી ઘોડેસવારો અને તોપખાનું ઘણું વિશાળ હતું, પણ બળવાની બાંગે એ બહાદુરો પર ઠંડુ પાણી છાંટી દીધું હતું. જોતજોતામાં જલંદરથી ઊપડેલા હજારો બળવાખોરો પીલહુરના પાદર પર પહોંચી ગયા. જલંદર અને પીલહુરનાં કતારોની રાતોરાત પરિષદ બેઠી અને પરિષદે પોતાના આગેવાનો ચૂંટી કાઢ્યા, અને પીલહુરમાં પણ અંગ્રેજ લોહી રેડયા વિના હજારોની હરોળે દિલ્હી તરફ દોટ દીધી.

પણ વચમાં સતલજ આડી પડી હતી. સતલજના કિનારાપર લુધિયાણાની અંગ્રેજ ફોજ ગોઠવાઈ ગઈ હતી. નાભાનો રાજા એના કુત્તાઓ સાથે બળવાના પડછાયાપર ભસવા માંડયો હતો. સતલજ પરનો હોડીઓનો પૂલ સળગાવી મૂકવામાં આવ્યો હતો.

"સતલજને ઓળંગી જાઓ" બળવાના આગેવાનોએ ફરમાન ફૂંક્યું. નવી હોડીઓની કતાર સતલજપર ગોઠવાઈ. બળવાની તોપોએ દુશ્મનોપર મારો શરૂ કર્યો અને સતલજપર વરસતી આગને રોકી રાખી. બંને આગના અજવાળામાં સતલજપર હોડકાં હાલ્યાં.

સતલજને ઊતરેલી બળવાખોર ટુકડીઓ, નાભાપર, નાભાના માલિક ગોરાઓ પર, ને સૌના કુત્તાઓ બનેલા નિમકહલાલ શીખો પર તૂટી પડી. બળવાના આ ભયાનક હલ્લા નીચે, નાભા નાઠો, ગોરાઓ નાઠા, શીખો નાઠા.

લુધિયાણામાં બપોર બોલતા હતા. ખરા બપોરે લુધિયાણાનાં

નરનારીઓ જલંદર ને પીલકુરના મહારથીઓનાં ઓવારણાં લેતાં હતાં. પરસેવે ને લોહીએ નીતરતા બહાદુરોની ઊડતી ચરણરજને લુધિયાણાની જનતાનાં ઝુંડ, અનુરાગથી ઓવારતી હતી.

લુધિયાણાની જંજીરના અંકોડા તૂટી ગયા. લુધિયાણા પર લીલો વાવટો ફરકી પડ્યો. લુધિયાણાના આઝાદ નેજા નીચે, લુધિયાણાના લડવૈયા, હર......દીન......પુકારતા હતા. લુધિયાણાનાં અંગ્રેજ માથાં ઉતારી લેવાતાં હતાં, લુધિયાણાનો અંગ્રેજ વાસ ભડકે બળતો હતો, લુધિયાણાના ભંડાર લૂંટાતા હતા. લુધિયાણાના દેશી કુત્તાઓની પટપટતી પૂંછડીઓ કપાઈ પડતી હતી. લુધિયાણાનાં કારાગાર ખુલ્લાં મુકાતાં હતાં. લુધિયાણાની અંગ્રેજી યાદ ઉતરડાતી હતી. લુધિયાણા પણ અંગ્રેજી અસરને સળગાવી નાખતું જળહળતું હતું.

પેશાવરની હરોળોના હાથમાં હથિયારો હોત તો ? મીઆન-મીરની ટુકડીઓએ હથિયાર ન છોડયાં હોત તો?......પેલા એક હજાર મહાનુભાવોના ભાવ લુધિયાણા પર વિજયી થયા હોત તો ? લુધિયાણાનો કિલ્લો પંજાબના બળવાખોરોનું વિજયી ધામ બન્યો હોત તો ? પંજાબના પતિયાળા, નાભા અને ઝીંદ હિંદી ભોમ પર જીવતા ન હોત તો ? દિલ્હી ને લુધિયાણાની વચમાં બળવાનો પ્રચંડ સેતુ બંધાઈ ગયો હોત તો ?

તો અંગ્રેજ માલિકીએ માંડેલી અંગ્રેજ શાહીનાં ખૂન હિંદ-ભરમાંથી ભરપાઈ થયાં હોત, તો બળવાના એકજ ઈશારે એ માનવ-ભક્ષી માલિકીના કેડના અંકોડા વિખરાઈ પડયા હોત, તો અંગ્રેજી હાડની હરોળો અંગ્રેજી લોહીમાં ઓગળી ગઈ હોત.

પણ લુધિયાણામાં કોઈ નાના, નહોતો, કોઈ ખાનબહાદુર ખાન કે મોલવી અહમદશાહ નહોતો. લુધિયાણાના સિપાઈઓમાં કોઈ

તાતિયા ટોપે નહોતો. ને લુધિયાણાની પાછળ અંગ્રેજ માલિકીની ફોજ, નાભાના કુત્તાઓ સાથે, મોટું તોપખાનું લઈને દોડતી હતી. એટલે લુધિયાણાએ દિલ્હી તરફ દોટ દીધી. પણ પાછળ અંગ્રેજી ફોજના પડઘા પછડાયા. પાછળ પતિયાળાને નાભાના કુત્તાઓ ભસી પડ્યા. પાછળ ગોરી તોપો ગરજી ઊઠી.

અખંડ વરસતા મોતને ચગદતી બળવાખોર હરોળો દિલ્હી તરફ ધસતી હતી.

ત્રણુસો જેટલા આઝાદ ફોજના સૈનિકો અજનાળાના ટાપુમાં ભરાયા હતા. પંજાબ પરથી બળવાના એકએક ઇશારાને ઉખેડી નાખતી અંગ્રેજશાહીએ મોટું લશ્કર આપી કુપરને અજનાળા મોકલ્યો. કુપરે અજનાળાનાં હથિયાર હેઠાં મુકાવ્યાં ને બસો એંશીને ગિરફતાર કર્યા.

બસોને એંશીપર ન્યાયના નાટકે પણ પડદો પાડયો. બસોને એંશી પર અંગ્રેજ કરવત એકલી ઊંચકાઈ. બસોની દશદશની લંગાર પર બંદૂકો અંગ્રેજી નિશાન તાકી રહી. દશદશનાં બસો ટપકાં અજનાળા પર અંકાયાં. દરેક ટપકે એક હિંદી છાતી વીંધી નાખી. દરેક ટપકા નીચે હિંદી ખૂન ઘૂઘવતું હતું.

અજનાળાએ એક ખાડો ખોદ્યો. અજનાળાના ખાડામાં બસો ધરબાયા. બસો, બહાદુરો પર અંગ્રેજશાહીએ ઇલકાબ લખ્યો, "બળવાખોર હેવાનો." બસો પર હિંદીમાટીનું કફન દેવાયું. બસોની બખોલનો દરવાજો સિડાયો.

બીજા એંશીને એક સાથે એક જ કોટડીમાં પૂરવામાં આવ્યા હતા. એંશીની ઓરડી બીજા દિવસની સવારમાં ઊઘડી ત્યારે એકત્રીશ જીવતા હતા, બાકીનાં મડદાં હતાં.

"ઓગણુસાઠ અંગ્રેજી કારતુસોનો બચાવ થયો" કુપર કારમું

હસતો હતો, અને એકવીસ કારતુસ ખરચતો હતો. ઓગણસાઠ ભેળાં એકવીસ શબ દફનાઈ ગયાં.

અજનાલાના દફન પર દરિયાની ડાકણના કુપર દીકરાઓ મુસ્તાક ડોલતા હતા. એનાં દોલન પર કાનપુરમાં બેઠેલો નાનો હસતો હતો, લખનૌમાં, દોરી સંચાર દોરતો અઝીમ, ભવાં સંકોચતો હતો, અને ફાંસી ખોલીના ખૂણામાં માંચડાપર ચઢી જવાની ઘડીઓ ગણતો મોલવી અહમદશાહ દાંત કકડાવતો હતો.

“પણ શાંતં પાપં...” અંગ્રેજી અમલ એના અફસરોના આ ચરિતનાં વર્ણન કરવાની ના પાડતો હતો.

અને અંગ્રેજ ઇતિહાસકા કાયી અંગ્રેજ માલિકીની એબ ઢાંકવાની ફરજ સમજાવતો કહેતો હતો :

“Though I have plenty of letters wlth me describing the terrible and cruel tortures committed by our officers, I do not write a word about it so that this subgect should be no longer before the world.”

## ૧૭

# આલ્વાના ઓલિયાઓ

ત્યારે એક હતો આલ્વા. એણે નેધરલેન્ડસના સ્વદેશ ભક્તો સામે ન્યાયની અદાલતો ખડકી હતી. અદાલતોમાં પાંજરાં હતાં, પાંજરામાં બળવો કરનાર "જંગલીઓ" ઊભતા હતા. અદાલતો ન્યાય તોળીને થાકી ગઈ હતી. થાકથી ઝોકતા ન્યાયાધીશો ન્યાયાસન પર ઊંઘતા હતા ને અદાલતના સવાલ જવાબ પૂરા થાય ત્યારે ઝબકી જાગીને, આંખો ફાડીને, ગોખી રાખેલો ન્યાય બોલી દેતા હતા, "આ સૌને ફાંસીને માંચડે લટકાવી દો." એનું નામ ન્યાય હતો.

ન્યાય અંગ્રેજી હતો, પ્રથા ન્યાયની હતી ને કોર્ટ–માર્શલ નામવાળી હતી.

પણ હવે તો અંગ્રેજી ન્યાય સુધરી ગયો હતો. અદાલતો સુધરી હતી, ન્યાયાધીશો મહાન સુધરેલા ઓલિયાઓ હતા. પણ શું કરે ? એ ઈસાઈ ઓલિયાઓને જંગલી હિંદીઓને સુધારવાનું દિલ થઈ

આવ્યું ને દિલના માર્યા બિચારા હિંદ આવ્યા ને હિંદે ૧૮૫૭ની “હેવાનિયત” આદરી હતી, બળવો કર્યો હતો.

એટલે અંગ્રેજી ન્યાયાધીશોએ આલ્વાની અદાલતની જેમ ન્યાયાસનમાં બેઠેલાઓને ઝોકવાની ના પાડી હતી, પણ ન્યાય ઓખાવી રાખ્યો હતો, કે, “એ સૌને તોપને મોઢે બાંધી દો, એ સૌને માંચડા પર લટકાવી દો.”

એમ અંગ્રેજી અદાલતનું પાંજરું પીંખાતું હતું. એમ અંગ્રેજી માલિકીએ હિન્દી હેવાનિયત ( ? ) પર ન્યાય માંડયો હતો.

એવી અંગ્રેજી સુધારત મશહૂર થયેલા અંગ્રેજી ન્યાયનું લહાણું કરતી હતી. એવી સુધરેલી અંગ્રેજશાહીનો મહાસેનાની, હિન્દી ભોમ પર, દિલ્હી તરફ, અંબાલાથી કૂચ કરતો હતો.

“એની પીઠ છેદી નાખીએ તો......અંબાલાની પાછળથી એના પર તાક માંડીએ તો......ને દિલ્હીની હરોળો આગળથી આવે તો......? તો એક દિવસમાં અંગ્રેજશાહી ખતમ......તો એક દિવસમાં અંગ્રેજ માલિકીની જુલમગાર જડો ઊખડી જાય......તો હિંદ આઝાદ—!”

દિલ્હીની સંગ્રામ સમિતિ દાવ વિચારતી હતી.

દિલ્હીથી એક કાફલો અંગ્રેજી કતારોની પીઠ તોડી નાખવાની ગોઠવણ કરવા ઊપડી ગયો હતો.

અંબાલાથી અંગ્રેજ મહાસેનાની દિલ્હી પર ઊપડી ચૂકયો હતો. પણ અંબાલા ને દિલ્હીની વચમાં પતિયાળા, નાભા અને ઝીંદનાં દેશી રાજ્યો પડયાં હતાં, એને એ રાજના આઝાદીની રાજવીઓને હિંદી આઝાદીની પડખે રહેવાની વિનવણી કરવા દિલ્હીથી એક કાફલો રવાના થઈ ગયો હતો.

પણ પાતકી પતિયાળાએ, નાભાએ અને ઝીન્દે હિન્દના આઝાદ

ખમીરમાં ખંજર ભોંક્યું, પતિયાળા, નાભા અને ઝીન્દની રાજાશાહીએ દિલ્હીથી આવેલા અગ્રેસરોનાં માથાં ઉતારી લીધાં અને ગુરુગોવિન્દના નામ પર એ નાપાક શીખ રજવાડાંએ હિન્દી ખૂનની છોળો ઉછાળી અને તેમનો ખૂની હાથ અંગ્રેજી મારાઓને આપી દીધો. તેમની તરવારો અંગ્રેજી હાથમાં રમી રહી, તેમનાંલશ્કરો, અંગ્રેજી હકૂમતમાં લખાઈ ગયાં. તેમણે જ પંજાબના દેશભક્તોનાં ખૂન વહેવડાવ્યાં, તેમણે જ પંજાબના બહાદુરોને લટકાવી દીધા ને વીંધી નાખ્યા.

હિંદી ભોમપર, દિલ્હી ને પંજાબ વચ્ચે નાભા, પતિયાળા અને ઝીન્દના રાજે ખંજર ભોંકી દીધું. એ નામચીન રજવાડાંએ અંગ્રેજ જુલમગારોને પોતાના ભંડારો ઉઘાડી આપ્યા, એ મા–ભોમના દેશદ્રોહી મારાઓએ અંગ્રેજી કતારના રસ્તાનું રક્ષણ કરવા પોતાની ચોકીઓ બેસાડી દીધી. એ શીખ રજવાડાંએ હિંદી ખૂન, દિલ્હીના આઝાદ વાવટા પર છાંટયું. પતિયાળાના પાતકીએ એના ભાઈને તોપખાનું આપી થાણેશ્વર ઘાટને અંગ્રેજી હકૂમત રક્ષવા માટે રવાના કર્યો. ઝીન્દના રાજાએ પાણિપત પર હરોળ ગોઠવી અને નાભાના નરાધમે એની ટુકડીઓને અંગ્રેજી રક્ષણ માટે અડુકદડુકિયા બનાવી દીધી.

અને અંબાલાથી દિલ્હી પર ચઢવા અંગ્રેજ મહાસેનાની એનસન મેના ૨૫મા દિવસે રવાના થયો.

દિલ્હી પડયું હતું. હિન્દ આખો એક આદમીની જેમ માથું ઊંચકતો હતો. એ ધરણુમાં સાપ જેવો ધોમ ધીખતો હતો.

જો હિન્દ ઊઠયો ન હોત, જો બળવો થયો ન હોત, જો બધું શાંત હોત, ને શાંતમાં અંગ્રેજી કાયદો એની કરવતી ક્ષેમકુશળ ચલાવતો રહ્યો હોત તો, અંગ્રેજી મહાસેનાની આજે સીમલાની શીતળ છાયામાં લહેરાતો ફરતો હોત, સુંવાળી સેજમાં લોટતો હોત, ઘરવાળી સાથે પ્રેમાચાર ગુંજતો હોત, બાળબચ્ચાંનાં પટિયાં પંપાળતો હોત......

...પણ...તેથી તો અંગ્રેજ મહાસેના એનસનના આવેશનો પાર નહોતો. અંબાલાથી તેથી તો એને ઉઠમણું કરવું પડ્યું હતું. એ મહાસેનાનીની મુખ રેખાઓ કટાઈ ગઈ હતી, એના ચહેરા પર કંટાળો ને કઠોરતા કળાતી હતી, એ મહાસેનાની માંદો પડ્યો હતો. મહાસેનાનીની સેજ હિન્દી ભોમપર આઠ વેંતની લંબાઈની હતી. એની સેજની મૃત્યુશય્યા પર આળોટતો, ને અકરાંતિયા ઓડકારનો કોલેરા ઊભકતો એ મહાસેનાની મરડાતો ફરમાનો બોલતો હતો:

"લટકાવી દો, તોપને મોઢે બાંધી દો—સળગાવી દો...ચીરી નાખો."

હિન્દી ગામડાં સળગતાં હતાં, હિન્દી જનતામાંથી વીણીવીણીને ઝાડની ડાળીઓ પર બંધાતાં હતાં, હિન્દી કલેવરો અંગ્રેજી તરવાર પર ચિરાઈ જતાં હતાં, હિન્દી ખૂન અખંડ ટપકતું બનતું હતું.

અંગ્રેજી મહાસેનાની સુંવાળી સેજ પર સંતોષાતો મરતો હતો, એને કોલેરા થયો હતો. મેના ૨૭મા દિવસે જ એ મહાસેનાનીની ઘોર ખોદાતી હતી, એ મહાસેનાનીનું ખોળિયું દફનાતું હતું.

"સર હેનરી બર્નાર્ડ" નું નામ નવા મહાસેનાની તરીકે બોલાયું અને બરનાર્ડે દિલ્હી પરની ચઢાઈ ચાલુ કરી.

૧૮

## એક નનામો

મે ના ૩૦મા દિવસે હિન્દન નદીના કિનારાપર અંગ્રેજ સેનાનું સામૈયું કરવા દિલ્હીના મહારાથીઓ આવી પહોંચ્યા હતા. સામસામી તોપો ખરાડી, નિશાન તકાયાં, ગોરા જુલમગારો સામે આઝાદ હિંદે પહેલો મોરચો માંડ્યો. આઝાદ ફોજની જમણી પાંખે અંગ્રેજોની તે તરફની કતારનો ઘાણ કાઢી નાખ્યો પણ આઝાદ ફોજની ડાબી પાંખ તૂટતી હતી, વીખરાતી હતી; ૭ તોપ મૂકીને તોપચીઓ નાસતા હતા.

ત્યારે પાછું ભાળીને એક તોપચી ખડખડાટ હસતો હતો. એ મરણિયાને નાસવાનું મન નહોતું. અંગ્રેજી ટુકડીઓ છયે તોપોનો કબજો લેવા આગળ ધસતી હતી. એણે એ આગળ ધરી આવતી ટુકડીઓ તરફ જોયા વિના તોપ ભરી હતી, દારૂગોળો ગોઠવ્યો હતો અને પછી તોપનું મોઢું પકડી આગળ આવતા વિજેતાઓ તરફ મંદ હસતો ઊભો હતો.

હવે એ ઘેરાઈ ગયો હતો. એની આસપાસ ઊભેલી ટુકડી એનાં

હથિયાર હેઠાં મૂકી, હાથ ઊંચા કરી શરણુ માગતા હતા.

ત્યારે એણે મુખ ઊંચકયું, એક અજય નજરથી બધાને મહાત કર્યાં અને તેજ પળે તે તોપમાં જામગરી ચાંપી.

અંગ્રેજ બહાદુરો ચારે પાસે હવામાં ઊડતા હતા, સાથે એય ઊડતો હતો. એક અંગ્રેજ ઇતિહાસકારે એને અજ્ઞાતને આલેખતાં હિંદી શહાદતની તારીફ કરી હતી. પહેલાં એ અંગ્રેજી લશ્કરની ૧૧મી રેજીમેન્ટનો એક સૈનિક હતો; આજે એનો અંગ્રેજી નંબર ભુસાઈ ગયો હતો, આજે માલિક તરફની વફાદારી એને ગુલામી દેખાઈ હતી, આજે જ માલિકનું મીઠું એને હળાહળ જણાયું હતું, આજે એ આઝાદીની ફનાગીરીની જામગરીના તણખામાં તણખો થઈ જતો હતો. એ તણખો કોઈનો દીકરો હશે, કોઈનો બાપ હશે, કોઈના સંસારનો સાથીદાર હશે. એ બધા મામુલી સંબંધો પર આજે એણે હિંદુસ્તાનનું નામ લઈ ચિનગારી ચાંપી હતી. એ હિન્દી એના કલેવરની ઊડતી ચિનગારીઓમાં ખડખડાટ હસતો હતો.

હિન્દન નદીએ એનું હાસ્ય ઝીલ્યું હતું ! હિન્દનના કિનારાની કરોડોએ એના પડઘા પાડયા હતા ! પવનની પાંખોએ એનાં ગીત ગાયાં હતાં !

શી ખબર ! પણ એના હાડમાંસ ને લોહીની ચિનગારીઓએ નાસી ગએલાની ખોપરીને હચમચાવી નાખી. ને એની અગ્નિશિખા પર વિજય માણતા ગોરા ગભરુઓને વિચારમાં નાખી દીધા. દિલ્હીના દારૂગોળામાં તણખો નાખી સળગી ગએલા કેપ્ટન વીલોબી કરતાં આ સવાયો નીકળ્યો હતો.

એ સવાયાની શહાદતે નાસી ગયેલાની હરોળોને આખી રાત ઊંઘવા દીધી નહિ, મે ના ૩૦મા દિવસની રાતે, પરાભવ પામી ભાગેલી આઝાદ ટુકડીઓએ પેલા નનામાના અગ્નિકણ ઊડતા દેખ્યા કર્યા. એ બધી અગ્નિરેખાઓ એમને ખેંચતી હતી. એ બધી

તેજશિખાઓ એમના તંતુઓ સાથે ગંઠાઈને એમને......આઝાદ ફોજને બીજા મુકાબલા માટે ખેંચતી હતી.

મેના છેલ્લા દિવસનો પો ફાટયો અને બંને સેનાઓના તોપમારા સામસામા આવી ગયા, બંનેનાં નિશાન એકમેક સામે અથડાયાં, બંનેની હરોળોએ જીવન મરણુની આપલે કરી.

સૂરજ આથમ્યા પછી અંગ્રેજી હકૂમત ભાગતી હતી. અંગ્રેજી બહાદુરો પરાભવ પામ્યા હતા. આઝાદફોજ વિજયી બનીને નવી ચોકીઓ ઊભી કરતી હતી.

## ૧૯

# રોહિલખંડની આઝાદ અદાલત

**ખાન** બહાદુરખાન રોહિલો આગેવાન હતો ને અંગ્રેજનો માનીતો મનાતો હતો. અંગ્રેજી હકૂમતે એના માનીતાને ન્યાયાધીશ બનાવ્યો હતો

અંગ્રેજી ન્યાયના ચોપડા ઉથામતો, રાત મધરાત અદાલતના ચુકાદા લખતો, અવારનવાર અંગ્રેજી હકૂમત સામે હોંકારો કરનાર સામે શિક્ષા વાંચતો ખાન પહેલી નજરે જોનારને જ ભૂલો પડેલો લાગતો. એના માથામાં રોહિલખંડની માટી ચમક્યા કરતી દેખાતી, એની નજરમાં રોહિલા ખમીર ઘૂઘવતું દેખાતું. એના હાથમાંની કલમ કરતાં રોહિલાની આઝાદીનું આયુધ વધારે શોભે તેવું દેખાતું.

પણ અંગ્રેજી હકૂમતનો ન્યાયાધીશ, અંગ્રેજી અફસરોનો ભાઈબંધ, અંગ્રેજી મિજબાનીઓનો રસીક, ખાન એવા અંદેશાને આડા હાથ દેતો અદાલતનાં પગથિયાં ચડતો ઊતરતો ખખડધજ ને શાંત ફરતો હતો.

શી ખબર એની શાંતિ આવી કરાળ હશે, એનાં અંગ્રેજી મેળાવડાનાં મુક્ત હાસ્યો અનેક ખંજરોની શોણિતધાર સંતાડતાં હશે? શી ખબર ખાન જેવો ખાન સાચે જ બહાદુર બનીને, મધરાતના પાછલા બારણેથી ભેદભરીતર સમિતિઓમાં જતો હશે, ને પાછલે બારણેથી જ બળવાના પડછાયાને સંઘરતો હશે? શોચતો હશે, નિર્ણયો ઘડતો હશે ને નાના ને અઝીમ સાથે એક તાર બાંધતો ૩૧મી મેને મુકરર કરતો હશે!

"મારી ખબર ૩૧મીએ ૧૧ વાગે જ પડે......" એ સાથીદારોને સૂચના દેતો હતો.

ને એને ઓળખવા ૩૧મીનાં ઘોડા પૂર પર બેસીને ૩૧મી દોડતી આવતી હતી.

બરેલીમાં ૩૧મી મેનું સવાર ઊગતું હતું. ઊગતી ઉષામાં કેપ્ટન બ્રાઉનલોનો બંગલો સળગતો હતો, અને બ્રાઉનલોને વહેલી સવારમાં સુબેદાર બકતખાન અને ખાન બહાદુરખાન બંને દિલસોજી દાખવતા હતા, "કોઈ બદમાશનું કામ હશે, પણ બેફિકર રહો અને રવીવારની નમાજ આરામથી પઢો......બધું ઠીક છે......અલ્લાની મહેર છે."

ગભરાતા, ડરતા અંગ્રેજ અફસરો દેવળમાં ગયા. હિંદભરમાં ઊતરેલા વિનાશના ઓળા રોહિલખંડમાં ન આવે તે માટે ભગવાન ઇસુને ગોઠણભર થયા ને ઘેર આવ્યા. બધું શાંત હતું, સળગી ઊઠેલો બંગલો હોલવાઈ ગયો હતો. અંગ્રેજ અફસરશાહી આરામ કરવા આડી થવાનો વિચાર કરતી હતી ત્યાં ઘડિયાળમાં અગિયાર ટકોરા પડ્યા. અગિયારમે ટકોરે સિપાઈઓની છાવણીમાંથી તોપે એક ગર્જના કરી. ને તોપની ગર્જનામાંથી ગબડી પડી હોય તેવી અચાનક કિકિયારીએ આખા બરેલીને ઉપરતળે કરી નાખ્યું.

અંગ્રેજી અફસરોના કાનમાં અવાજ અથડાયો, "બરેલીમાંથ

બળવો થયો છે, સાબ."

બરેલીના બળવાની કિક્રિયારીની વચમાં વિપ્લવની વ્યવસ્થા દોડતી હતી. કોણે કયા અંગ્રેજ પર તરવાર ચલાવવી, કોણે કોને વીંધવો, ક્યારે, કોણે ને ક્યાં આગ લગાડવી એ બધું બળવાના આગેવાનોએ નક્કી કરી નાખ્યું હતું.

પણ હજુ દેશી ઘોડેસવારોની ટુકડીઓ બળવામાં ભળી નહોતી. ઘોડેસવાર છાવણી પાસે અંગ્રેજ અફસરો પહોંચ્યા ને હુકમ બોલ્યા, "બળવાખોર પર તૂટી પડવા બહાર નીકળો."

છાવણીને મોખરે એક ઘોડેસવારનું હસવું જવાબમાં સંભળાયું.

"મહમદ શફી!" અવાજ પૂછી રહ્યો.

"જી." મહમદ શફી ઘોડેસવાર ટુકડીઓનો આગેવાન હતો. આગેવાને અંગ્રેજી હુકમનો અનાદર કર્યો ને જવાબમાં કહ્યું, "પાછા જાઓ......અમેયે બહાર પડીએ છીએ, બળવામાં."

ઘોડેસવાર ટુકડીઓ ચારે પગે કૂદતી હતી. બરેલીના કિલ્લા પર આઝાદ લીલા ઝંડા તરફ ઘોડેસવાર ટુકડીઓ ઊછળતી હતી.

દોડતી જતી ઘોડેસવાર ટુકડીઓના રસ્તામાં એક હાથ આડો ઊંચકાયો. એય ઘોડેસવાર હતો બધી ટુકડીઓ થંભી ગઈ.

અટકાવનારે, ઉતાવળાં ફરમાન છોડયાં ને ટુકડીઓમાંથી ત્રણ ભાગ કરી એણે જુદે જુદે રસ્તે દરેકને રવાના કર્યા

એ બકતખાન હતો. એણે નૈનીતાલને રસ્તે ભાગતા અંગ્રેજી રાજ્યકર્તાઓને રોકવા ને પૂરા કરવા હુકમ છોડયો હતો. બરેલી પાયામાંથી હચમચતું બૂમરાણ કરતું હતું. બરેલીના અંગ્રેજી કાટમાલ પગથી માથા સુધી આગમાં ઝબોળાયા હતા. બરેલી પર અંગ્રેજી હકૂમત એના લોહીમાં લેટતી હતી. અંગ્રેજી વાવટા ઊખડી પડતા હતા, રગદોળાઈ જતા હતા.

બ્રોગેડિયર સીબોલ્ડ મરાયો, કેપ્ટન કરબી વીંધાઈ પડ્યો, લેફટેનન્ટ ફ્રેઝર એના આવાસમાં ધરાશાયી થઈ પડ્યો, સારજન્ટ વોલ્ટન કેડમાંથી કપાઈ પડ્યો, ને કેપ્ટન રોબર્ટસન બરેલીની ધૂળમાં રગદોળાઈ ગયો.

તોય બત્રીસ જેટલા અંગ્રેજ–અફસરો નૈનિતાલ તરફ નાસી છૂટ્યા હતા.

પછી બરેલીમાં બળવાની મહાસભા મળી. ખાન બહાદુરખાન પ્રમુખ હતો. બક્તખાન બોલતો હતો. એની નજર કાતરીયાં કરતી અગ્નિ ઝરતી હતી. એનો અવાજ અનેક વીંધ પાડતો તાકતો ફૂટતો હતો.

બરેલીના બળવાખોરોની મહાસભાએ ખાન બહાદુરખાનને રોહિલખંડના રાજા તરીકે સ્વીકાર્યો, અને બક્તખાનને રોહિલા ટુકડીઓએ મહાસેનાની તરીકે આવકાર્યો.

બ્રીગેડિયર અંગ્રેજની ગાડીમાં બહાદુરખાન બેઠો હતો. સાથે બકતખાન હતો, આગળપાછળ બળવાની કતારો ગોઠવાઈ હતી. બરેલીના બજારમાં આઝાદ સરઘસ નીકળ્યું. લીલા વાવટા ફરકી ઊડયા.

પછી બરેલીને બારણે આઝાદ દરબાર ભરાયો.

ખાન બહાદુરખાન ઊંચે આસને બેઠો હતો ને આસ્તેથી બોલતો હતો, "છેવટે હું ન્યાયાધીશ જ છું. મારી અદાલતનું આસન આજે હિન્દીન્યાયના નામમાં અંગ્રેજી તમામ મિલકતો જપ્ત કરવાનો હું ચુકાદો આપુ છું." હિંદી ન્યાય પહેલું ફરમાન બોલ્યો.

"અને તમામ અંગ્રેજ કેદીઓને અપરાધીના પાંજરામાં ખડા કરો."

કેદીઓ ગુનેગારના પાંજરામાં હાજર થયા.

અદાલતે ન્યાય આરંભ્યો.

"ઉત્તર–પશ્ચિમ ઈલાકાના લેફટેનન્ટ ગવર્નરનો જમાઈ, બરેલીની

વિદ્યાપીઠનો ગોરો પ્રિન્સીપાલ, બરેલીનો ડીસ્ટ્રીકટ જજ, વગેરે પાંજરામાં ખડા હતા, ને ખાન પર નજર માંડી રહ્યા હતા. એજ ખાને હજુ ગઈ કાલે એ અંગ્રેજ ગોલ્યિા સાથે હાથ હલાવ્યા હતા, હસાહસ ઉડાવી હતી, મીઠી નજરો લીધી-દીધી હતી, મિજબાનીઓ માણી હતી, એ જ બહાદુરખાન ઈતિહાસનો ચુકાદો જુલમગારોની જમાતને ફરમાવતો હતો.

"એ સૌએ હિંદ પર અત્યાચાર કર્યો છે, એ સૌને લઈ જાઓ ને ફાંસીને માંચડે લટકાવી દો."

અપરાધીઓ અળગા થયા.

"અને બરેલીનો કમિશનર ભાગી ગયો છે. એ ભાગી ગયેલો ઈસમ રોહિલખંડની જનતાનો અપરાધી છે. એને જીવતો કે મરેલો પકડી લાવનારને એક હજારનું ઈનામ જાહેર કરો."

અંગ્રેજી માલિકશાહીનો કમિશનર હિન્દી ધરતી પર અપરાધી હતો.

"અને દિલ્હીની આઝાદ સરકારને તાબડતોબ સંદેશો કહાવો કે આઝાદ રોહિલખંડ દિલ્હીની સરકારની શાખા બને છે, આઝાદ બરેલીની ફોજ દિલ્હીની કુમકે કૂચ કરે છે."

અને બરેલીમાં વાગ્યો તેવો અગિયારનો ટંકારો આખા રોહિલખંડમાં એક સાથે તોપના મોઢામાંથી બરાડયો હતો. શાહજહાનપુરમાંયે બરેલીમાં વહ્યું તેવું અંગ્રેજી લોહી બજારોમાં વહેતું બન્યું હતું. શાહજહાનપુરની ૨૮મી હરોળે આઝાદ વાવટો ઊંચકયો હતો. રીકેટસ, લેમોડાર, અને ડૉકટર બાઉલીંગ સૂસવતી ગોળીઓ ખાઈખાઈને અબડી પડયા હતા. ૩૧મી મેની ઉષા શાહજહાનપુરમાં બરેલી સાથે જ ને બરેલી જેવી જ લાલ ઊગી હતી.

અને મુરાદાબાદની છાવણીમાં એજ ઉષામાં કોઈએ બ્યુગલ ફૂંકયું. બ્યુગલના અવાજે છાવણીમાંથી હથિયાર સજીને લડવૈયા નીકળ્યા

ને પરેડ મેદાનપર ભેગા થયા.

ભેગા થયેલા લડવૈયાની સભામાં અંગ્રેજ કેપ્ટન ઘોડો કુદાવતો આવ્યો "કેમ, કેમ, આમ એકાએક ?"

"એકાએક નહિ, ક્યારનાયે ભેગા થઈએ છીએ. આજે ધરતીમાંથી ઉપર આવ્યા છીએ." અંગ્રેજ સરદારના માથામાં અવાજ વાગ્યો, અને આગળ લંબાયો.

"આપને જીવતા પાછા જવા દેવામાં આવે છે. જઈને તમારી અંગ્રેજી હકૂમતને ખબર આપો કે તે મુરાદાબાદમાંથી ખતમ થઈ છે. મુરદાબાદમાં બે કલાકમાં લીલો આઝાદ વાવટો ચડશે. બે કલાકની તમને મહેતલ છે. એ બે કલાક ખતમ થતાં મુરદાબાદની ધરતીપર અંગ્રેજ પગલું પડશે તો તે આઝાદ હિન્દનો અપરાધ લેખાશે.

બે કલાક પછી મુરાદાબાદ પર અંગ્રેજી મકાનો તારાજ થયાં, અંગ્રેજી ભંડારો લૂંટાઈ ગયા, અંગ્રેજી શરીરો તરવારની ધારપર દેવાઈ ગયાં. કમિશનર પોળેથી મુસ્લીમ લુંગીમાં લપેટાઈ ભાગી ગયો. મુરાદાબાદપર આથમતા સૂરજના લાલ પ્રકાશમાં લીલો ઝંડો આઝાદી ફરકાવતો હતો.

## ૨૦

# બનારસનાં મંદિરો—અલ્હાબાદની મસ્જિદો

**પુણ્યસલિલા** ભાગીરથીની ભેખડો પર ઠાવકું થઈને બનારસ બેઠું હતું. એના કિનારા પરના પાણીમાં બ્રાહ્મણો ને યાત્રાળુઓ ડૂબકાં દેતા, પાપ ધોતા, ઊગતા સૂરજની સામે પાણીના ખોબા ફેંકતા હતા. ઊગતા સૂરજના પ્રકાશમાં ઊંચા વધીને ડોકાતા બનારસનાં દેવળોના સોનેરી ઘુંમટો ચમકી ઊઠયા હતા.

બનારસ નગરીમાં ભાવિકોનો મેળો ગુંજતો હતો. કોઈ ભાવિકો શરીર ધોતા હતા, કોઈ બનારસની વારાંગનાઓની સેજમાં લોટતા હતા, કોઈ સંસારના અસારમાંથી આસન જમાવી મનના તરંગોના સંસાર રચતા ધ્યાન માંડતા હતા. બનારસના પવિત્ર ધામે દરેકની ભૂખને શાંત કરવાનાં સાધનો સંઘર્યાં હતાં ને એણે અંગ્રેજ જુલમગારોની ઘાણીમાંથી નીચોવાઈને આવેલા, શીખ–મુસ્લીમ, અને મરાઠા જમીનદારોના વાનપ્રસ્થીઓને પણ સંઘર્યા હતા.

આજે એ સૌ માળાઓમાં જુદી જ જાતના કલરવ જામ્યા હતા.

આજે એ સૌ ભાવિકો અનેરા ભાવમાં ભીના હતા. આજે બનારસના કાંઠા પરના વરણાગિયા પણ જુદા જ રાગમાં મસ્તાન થઈને રખડતા હતા. આજે ભાગીરથીના કાંઠા પર આડા અવળા પડેલા, બાવા—ફકીરો એકમેકના એક અલ્લા–ઈશ્વરની યાદને ઓળખતા હતા.

અને હવે તો બનારસનાં મંદિરોએ માઝા મૂકી ઘંટ ખખડાવ્યા હતા. હવે મંદિરોમાંય પુરભૈયાઓ ઘંટ ખખડાવતા ગરજતા હતા, "અંગ્રેજી રાજ નાશહો......" અને મંદિરોની સાથોસાથ મસ્જિદોની બાંગ મોટેથી બળવાની બાનીઓ બોલી ઊઠતી હતી. કોઈ એકાએક ઉઠાવની પત્રિકાઓ ઊડી પડતી હતી, કોઈ ભીંતપત્ર બનારસની દીવાલો પર ચોંટી જતાં હતાં.

બનારસનો ચીફ કમિશનર ટકર, જજ ગુબીન્સ, મૅજીસ્ટ્રેટ લીન્ડ, કૅપ્ટન ઑલફર્ટ, કર્નલ ગૉર્ડન, કૅપ્ટન વૉટસન અને બીજા અનેક અફસરો બંધ બારણે એકઠા થયા હતા, હિંદી ભાષામાં લખાયેલું એક ભીંતપત્ર એક અફસર વાંચતો હતો.

"અંગ્રેજી ધાણી ફરતી થયા પછી હિન્દી ભોમનાં હાડમાંસ પિલાયાં છે, અંગ્રેજી શાપ ઊતર્યા પછી, તાપ વધ્યા છે, તીડ પડયાં છે, દુકાળ વિફર્યા છે, ભૂખ ભાંભરતી ફરે છે, ભાવ વધતા ગયા છે. અંગ્રેજી જોહુકમીની જંજીરો પથરાયા પછી, અપમાન ફરતાં થયાં છે, જુલમો વધતા થયા છે, અત્યાચાર ને દુરાચાર દોડતા રહ્યા છે.

અંગ્રેજી હકૂમતનાં હાડેહાડ તોડી નાખો, અંગ્રેજી રાજના કણેકણ છૂટા કરી નાખો, અંગ્રેજી લુણની વફાદારીનાં પાપને વહેરી નાખો, અને ઊઠો, હિન્દુ–મુસ્લિમ એક કતાર, એક હુકમ, એક કૂચ એક સાથે આગે બઢો ને રણલલકાર ગજવો."

"મને તો થાય છે કે આપણે બનારસ ખાલી કરી જઈએ." ગુબીન્સ ગળામાં ગુંજી ઊઠયો.

"મને નથી થતું." વૉટસનનો હાથ રિવૉલ્વર પર પડયો.

"મનેય નથી થતું......" અઝીમગઢ થીઆવેલો મી.હોની ઊક ઓકતો હતો, "હું હમણાં અઝીમગઢ પહોંચીને ખુલ્લંખુલ્લા રાજ તરફની વફાદારી પર ભાષણો આપવાનો છું.

અને અઝીમગઢનો સંદેશો ખખડયો, "અઝીમગઢ ઊઠશે. ૧૭મી રેજીમેન્ટ માથું ઊંચકે એવી વકી છે."

અને અંગ્રેજ બહાદુરમાંનો એક આંખો મીંચીને સાઠ માઈલ દૂરના અઝીમગઢ પર લીલો ઝંડો જોઈ રહ્યો.

"અને ગોરખપુરે લશ્કરી પહેરા નીચે સાત લાખની તિજોરી આપણા તરફ રવાના કરી છે." કમિશનર ટકરે સમાચાર આપ્યા.

બીજે દિવસે મેની ૩૧મીની ઉષા બનારસમાંય ઊગી અને એક અંગ્રેજી આવાસ આગમાં ઝળકી ઊઠયો. પણ આખો દિવસ બીજું કંઈજ બન્યું નહિ. જૂનના પહેલા બે દિવસ પણ પસાર થઈ ગયા. પણ અઝીમગઢની અંગ્રેજ માલિકીની અમલદારશાહી કલબમાં ખાણું લેતી હતી. આખી કલબ એક તોપના અવાજથી ધ્રૂજી ઊઠી, દૂરદૂર ભયાનક કિકિયારી સંભળાઈ રહી.

"બળવો...બળવો..." અંગ્રેજી કોળીયા ભેગો અવાજ ચોંકી ઊઠયો. પછી નોબતો વાગતી સંભળાઈ, પડઘમો કૂચ કરતી વાગી ઊઠી, દેવળોએ ઘંટાનાદ ગજવ્યા. મસ્જિદોમાં દીન દીન બોલાયા. અઝીમગઢ ઊઠયો હતો. અઝીમગઢ પર લીલો વાવટો ફરકતો હતો, ને ઉદાર અઝીમગઢે અંગ્રેજ ગઢવીઓને ગાડીઓમાં બેસાડી નાસી જાય ત્યાં નાસી જવાની ઉદાર ઘેલછા દાખવી હતી.

પંજાબમાં જોન લોરેન્સ અને કલકત્તામાં લોર્ડ કેનીંગ આ ઊછળતી આગને પહોંચી વળવા અંગ્રેજ ફોજો રવાના કરવા બેઠા હતા. મુંબઈ, મદ્રાસ, રંગુન અને ચીનથી ગોરી કતારો આવી પહોંચી હતી. જનરલ નીલ જેવો અંગ્રેજ સેનાની એની ફોજ સાથે બનારસ

તરફ રવાના થઈ ચૂક્યો હતો ને એની મદ્રાસની ટુકડીઓ બનારસની લગોલગ પહોંચી ચૂકી હતી. નીલ બનારસ પર દોડતો હતો. એની ખરીઓમાં એની વીરતા, ઘાતકતા, અને તાકાત બનારસનાં પાદર ખૂંદતાં નગરમાં પેસતાં હતાં. બનારસના બળવાને જન્મતા પહેલાં પાડી નાખી દિલ્હીને ઘેરો ઘાલીને પડેલા અંગ્રેજ મહાસેનાનીને જોડાઈ જવાનો એનો ઈરાદો હતો.

એણે આવીને બનારસના તોપખાનાને તૈયાર ગોઠવ્યું, એણે આવીને, બનારસની ટુકડીઓનાં હથિયાર લઈ લેવાની યોજના ઘડી. એણે એના અંગ્રેજ દોસ્તો સાથે દાવ ગોઠવ્યા કે હથિયારો લીધા પછી તમામ દેશી ટુકડીઓ પર તોપમારો ચલાવવો ને પછી બનારસ પર બાઝેલી વાનપ્રસ્થીઓની જાળને જટિયાં ઝાલી ઝાલીને માથેથી વાઢી નાખવી. બનારસ પર મડદાંના ઢગ કરવા એ તલસી ઊઠયો. બનારસના બજારમાં લાશ માથાં ને ઠોકારવા એની એડ ઊંચકાઈ રહી.

અને બનારસે બળવાનું બૂમિયું કર્યું. બનારસના પરેડ મેદાન પરથી હથિયારો ઊંચકાયાં ને બનારસના શસ્ત્રાગાર પર ધાડ પડી. અંગ્રેજ અમલદારી પર ઓચિંતા હુમલાના હોકારામાં મરતાંની ચીસો શમી ગઈ.

પંજાબમાંથી, નાભા ને પતિઆળાએ પાળેલા શીખ કુત્તાઓની હરોળને અંગ્રેજ સરદાર ગીઝે ગોઠવી દીધી. ગીઝની તોપ બંદૂકો ઊછળી રહી. ઊછળતી તોપ સામે, શીખ તોપચીઓના સરદાર પર એક બળવાખોર ટુકડી ગોળીબારના ધોધમાર ઝીલતી, હિન્દી લોહીના ધોધ ધૂઘવી આપતી દોડી.

"એક માટીડો જીવતો પહોંચી ગયો; તોપચીઓની તોપને ટેકી ગયો; તોપના રક્ષકને છેદી ગયો; ને અંગ્રેજ સરદાર ગીઝ પર છલંગ મારી કૂદ્યો. ગીઝની ગરદન હિન્દી ભોમપર લચી પડી, ને તેના

પર એ હિન્દી કલેવર "જયહિન્દ" કરતું અનેક વીંધોથી વીંધાયેલું પટકાઈ પડ્યું.

એક પળવાર તોપ અટકી, તોપચીઓ અટક્યા. આખી શીખ કુત્તાબાજીએ શરમમાં મોત માર્યું. આખી શીખ કતારમાંથી એક હિન્દી જન્મી પડ્યો. આખી શીખ કતારનાં પાપ ધોવા એકને શહાદતે ભીંચક્યો. એણે તોપની ગનમગરી મૂકી દીધી. એણે પડખેથી ખંજર કાઢ્યું. એ તોપને માથેથી ભયાનક ભાંભર્યો, "જય હિન્દ."

ગીઝની ખૂની ગાદી પર ગોઠવાઈ ગયેલો નવો અંગ્રેજ સરદાર બ્રીગેડિયર હોગસન હબકી ઊઠ્યો, "હેં...હેં!"

અને પેલો તોપ પરથી આઝાદ ઊડ્યો, અને હોગસન પર છલંગ મારીને ઝૂકી પડ્યો. હોગસન એના સાથીદારના લોહીના ખાડામાં ફાચાઈ ગયેલો આળોટી પડ્યો.

અને પેલો આઝાદ શીખ અંગેઅંગમાં છેદાઈ ગયો હતો. એના એકેએક છેદમાંથી લોહી ઊકળતું હતું.

અંગ્રેજ અમલદારોએ ભયના માર્યા માની લીધું કે એમના શીખ વફાદારો પણ બળવો કરે છે અને તેમણે પોતાના જ શીખો પર નિશાન તકાવ્યાં બંને તોપ વચ્ચે શીખ વફાદારો મરવા લાગ્યા. કેટલાક બળવાની હરોળમાં જઈ ભળ્યા, કેટલાક આંખો મીંચીને અંગ્રેજી તોપચીઓ પર દોડી ગયા. અંગ્રેજ તોપચીઓ શીખની ભૂલી પડેલી કિરપાણ પર દેવાઈ ગયા.

અને ત્યારે બનારસના બજારમાં બીજો શીખ દેશદ્રોહી સુરતસિંગ અંગ્રેજી તિજોરી ને અંગ્રેજ શરણાગતોને સાચવતો ઊભો હતો. પંડિત ગોકુલચંદ પણ, અંગ્રેજોની કુમક, પોતાના મારા લઈને આવ્યો હતો, અને બનારસના રાજાએ પણ પોતાનાં બધાં હથિયાર, બધા ખજાના અને ઘરવખરી, અંગ્રેજ માલિકોના ચરણમાં રજુ કરી હતી.

કેપ્ટન નીલ તો હજુ બનારસના બળવાખોરોનો કચ્ચરઘાણ કાઢવા ઊતર્યો જ નહોતો. દાનાપુરની અંગ્રેજી હરોળો પણ હવે બનારસમાં આવી પહોંચી હતી.

એટલે બનારસમાં જ બળી જવાનાં કેસરિયાં કરવા કરતાં બળવાની બનારસી હરોળોએ જવાનપુર તરફ કૂચ કરી. બનારસના બળવાનાં પગલાં સાંભળતાં જ જવાનપુરના અંગ્રેજ અફસરોએ જવાનપુરના શહેરીઓ અને સિપાઈઓની સભા ભરી. જૂનની પાંચમી સવારે જવાનપુરનો અંગ્રેજ અદાલતી કુમેજ વફાદારી પર વ્યાખ્યાન આપતો હતો. પણ સાંભળનારાઓમાંથી કોઈએ ગોળી તાકી અને અંગ્રેજ ન્યાય મરેલો પડ્યો. પછી ત્યાંથી જ જવાનપુરે જેહાદ જગવી. રસ્તામાં લેફ્ટેનન્ટ મારા વીંધાઈ ગયો. તિજોરી લૂંટાઈ ગઈ અને તે વખતે બનારસની ઘોડેસવાર આઝાદ ટુકડીઓ જવાનપુરને પાદરે પહોંચી ગઈ.

પછી જવાનપુરની અંગ્રેજ શયતાનિયત સૂનકાર બનીને સૂઈ ગઈ. જવાનપુરનો ખજાનો અયોધ્યા તરફ રવાના થયો.

અને બનારસની ચારેકોર ઝગહળતી આગમાં અંગ્રેજ હકૂમતનાં હાડ શેકાઈ ગયાં, અંગ્રેજે નીમેલા જમીનદારો ઠાર થયા, અંગ્રેજી કરવેરા માફ થયા, અંગ્રેજી તાર તૂટી પડ્યા. અંગ્રેજી રેલના પાટા ઊખડી ગયા. અંગ્રેજી ન્યાય સળગી ગયા. અંગ્રેજી કારાગારો ખૂલી ગયાં.

બનારસની ધરતી પર બળવો છવાઈ ગયો. બનારસની આસપાસની ધરતી પરની ડાળીઓ પરથી બળવો કૂદી પડ્યો, ખડકોની પાછળથી અંગ્રેજી પડછાયા પર ખંજરો ચમકી ગયાં. અંગ્રેજી રઝળપાટ પર આક્રમણો ગોઠવાયાં. ગામેગામમાંથી લીલા ઝંડાના આઝાદ ચોકિયાતો ગોઠવાયા.

પણ પછી બનારસ પર લોહી ને લોખંડ વરસ્યાં. બનારસ પર અંગ્રેજી કુત્તાઓ ઘરનો ખૂણેખૂણો સૂંઘી વળ્યા. કાગળો શોધાયા,

હથિયારોના ગંજ જડી આવ્યા. બનારસીઓના બળવાની ગુફાઓ જડી આવી. બનારસીઓ ગિરફતાર થયા ને તોપને મોઢે બંધાયા.

પછી અંગ્રેજ સરદાર નીલે બનારસની આસપાસ હથિયારબંધ ટુકડીઓ રવાના કરી, એક પછી બીજું ગામ લૂંટાયું, પુરુષોને રહેંસી નાખવામાં આવ્યા, ડાળીએ ડાળીએ દોરડાં બંધાયાં ને ફાંસા પરથી મડદાંની હારમાળાઓ લટકી પડી. ગામેગામ સ્ત્રીઓ ચૂંથાઈ ગઈ અને પછી ગામડાનાં ઘરના કાટ ભડભડાટ બળવા લાગ્યા. ઝાડ પર ને રસ્તા પર શરીરો અથડાયાં, અંગો રઝળતાં થયાં. દિવસ રાત બનારસની આસપાસ નીલે મોકલેલો સંહાર સૂસવી રહ્યો. સંહાર લીલાની અંગ્રેજ ઊજવણીએ અત્યાચારની પીડનની અનેક રમતો ઊજવવા માંડી. હાથી ઘોડાપર ફાંસીના ખેલ રચાયા. અડધાં અંગ હાથીપર રહે ને અડધાં ડાળી પર લટકે તેવી કરામતો ગોઠવાઈ. શરીરોને જકડવામાં આવ્યાં. જકડાયેલી માનવી માટીનાં ખંજરથી, તરવારથી, ચપ્પુથી અક્ષરો કોતરવામાં આવ્યા. સળગતાં ગામનાં કમાડ સાથે કેટલાંકને બાંધવામાં આવ્યાં ને બળતાની લચી પડતી ચામડીઓ, લટકી પડતા ડોળા, સળગી ઊડતા ચોટલા,......અનેક રંગોવાળું મરણ ખેલતા નીલના મહારથીઓ ખેલતા હતા. ખેડૂતો, પંડિતો, મોલવીઓ, મુસ્લીમો, નગ્ન સ્ત્રીઓ. બાળકો સાથે બંધાયેલી માતાઓ અને અગ્નિ ઝાળને ભેગાં ઓઢતાં જુવાન સ્ત્રીપુરુષો ભડભડાટ સળગતાં હતાં. એનાં અનેક વર્ણનો નીલના બહાદુરોએ પોતાની ગોરી બહેનપણીઓને, ગોરા માલિકોને, અને ગોરી માતાઓને લખી મોકલ્યાં હતાં.

અલ્હાબાદને ઉંબરે ભાગીરથી ને કાલીન્દીનાં પાણી ભેગાં મળતાં હતાં. એ સંગમના પ્રયાગક્ષેત્ર પર કિલ્લો બાંધ્યો હતો. એ કિલ્લાના કાંગરા કલકત્તાથી પંજાબ અને દિલ્હી જતા બધા ધોરી માર્ગો દેખતા ડોકાતા હતા. એ કાંગરાની કિનારી પર ફેફસાંની ધીખતી ધમણો ઠેરવતો અંગ્રેજ ગઢવી એ રસ્તાઓને આંતરી લેતી

આઝાદીની કિલ્લાઓ પર ચિંતાની મીટ માંડતો હતો.

અને અલ્હાબાદનાં હિંદુમુસ્લીમ નાગરિકોમાં પંડિતો, મોલવીઓ, ફકીરો, એ કિલ્લાને નજરમાં રાખી બળવાની દોરી વણતા હતા. અલ્હાબાદનો એકએક મુસ્લીમ એ વણાટમાં વળ દેતો હતો. હજારોએ હોઠ પર આવી અટકેલી બળવાની બાંગ જોરથી રોકી રાખી હતી. અલ્હાબાદનાં જોમ ભીતર ઘટકોમાં અલ્હાબાદના મુસ્લીમ ન્યાયાધીશો ને મુનસફો પણ ભળ્યા હતા, અને એ ઘટકોએ અલ્હાબાદમાં અતિ વફાદાર મનાતી છઠ્ઠી રેજીમેન્ટ સાથે તાર જોડી દીધા હતા.

જૂનના છઠ્ઠા દિવસે એ છઠ્ઠી કતાર અંગ્રેજ હકૂમતમાંથી છટકી અને અલ્હાબાદનાં બજારોમાં ઉઘાડી તરવારે ઉઘાડી પડી.

ગોરા ઘોડેસવારો ને શીખ વફાદારોના વળાવા હેઠળ અલ્હાબાદના કિલ્લામાં અંગ્રેજ અમલદારોએ તિજોરીઓ ખસેડી અને ગોરા ઘરસંસાર ખસેડી દીધા, કિલ્લાનાં કમાડ વાસી દીધાં, અને પ્રયાગના પુલ પર કિલ્લા પરથી તાકતી તોપો માંડી દીધી.

અને અલ્હાબાદની મસ્જિદોમાંથી બળવાની બાંગ દીન દીન કરતી બહાર પડી. અલ્હાબાદમાં આઝાદ ફોજની હરોળ બંધાઈ ને તેણે અંગ્રેજી શયતાનિયતના કાનમાં શોર મચાવ્યો.

બનારસ તરફના પુલ પર તોપો પડી હતી. એ તોપોને કિલ્લામાં લઈ જતી અંગ્રેજ ટુકડીઓ પર બળવો દોડ્યો, અને તેટલી તોપો બળવાખોરોના હાથમાં પડી.

પછી લેફટેનન્ટ અલેકઝાંડર અને લેફટેનન્ટ હારવર્ડે બળવાખોર આઝાદ હરોળો પર ઘોડેસવાર દોડાવ્યા. અલ્હાબાદની દેશી કતારોમાં આ એક હજાર ઘોડા વફાદાર હતા.

વફાદારોને મોખરેથી અંગ્રેજ સરદારની જોડી હુકમ બોલતી દોડી પણ એ બંનેની પાછળ એક ઘોડો દોડ્યો નહોતો. એક હજાર

ઘોડેસવારો ડઘાઈ ગયેલા જોદ્ધિયા સવારો તરફ જોઈ રહ્યા હતા.

હજાર હિંદુ ઘોડેસવારો તરફ એક છલંગે બંને બહાદુરો ઊછળ્યા ને અવાજ બોલ્યા, "અલ્હાબાદના મુસ્લીમોએ તોફાન માંડ્યું છે ને તમે લોકો......"

"અમે લોકો અને એ લોકો......અમે બધા લોકો હિન્દી છીએ." ઘોડેસવારોની આગલી હરોળ બંને અંગ્રેજ ડાઘુઓ પર હસતી હતી.

અને બંને બોલ્યા વિના શાણા થઈને કિલ્લા તરફ દોડી જવા લગામ ખેંચતા હતા.

પણ એમની બંને બાજુએ ઊભો થયેલો હિંદ, વિકરાળ હસતો હતો. બંનેની આસપાસ બંને કિનારા એકમેકની બિરાદરીની ઘોષણા કરતા હતા. આગળ તકાયેલી બંદૂક સામે બંને બહાદુર વીલે મોંઢે અટકી ઊભા હતા.

એમાંના એક અલેકઝાંડરની છાતી વીંધીને એક ગોળી ચાલી ગઈ. એમાંનો બીજો ગિરફતાર થયો.

પછી પરેડ મેદાન પર હુકમો દેવા ટેવાયેલો પ્લંકેટ ગોળી ગળીને પડયો હતો, ઍડજુટન્ટ સ્ટુવર્ડ લોહી ઓકતો એજ મેદાન પર આળોટતો હતો. કવાર્ટર માસ્તર હેવીસ તરવારની ધાર પર દેવાઈ ગયો હતો, અને પ્રીંગલ, મનરો, બર્ચ, તથા લેફ્ટેનન્ટ ઈનીસ, એક બીજાના લોહીમાં તરફડતા પડયા હતા.

પરેડ મેદાન પર અંગ્રેજી ફરમાનખોરીને ખરપી નાખી, આઝાદ જનતાનો ઉદાવ અંગ્રેજી આવાસો ને સળગાવતો, લૂંટતો, સંહાર મચાવતો ઊછળતો હતો. અલ્હાબાદનાં અંગ્રેજી કારાગારો ખૂલી ગયાં હતાં, અલ્હાબાદની અદાલત પર લીલો ઝંડો ચઢયો હતો. અલ્હાબાદનાં તારનાં દોરડાંના ટુકડા વેરાઈ ગયા હતા. અલ્હાબાદની રેલ

ઊખડી પડી હતી.

પછી અલ્હાબાદની આસપાસનાં ગામેગામ, કિસાન પંચોએ, ગામને ચોતરે લીલો ઝંડો ચઢાવ્યો. ગામેગામથી જૂથ નીકળ્યાં ને અલ્હાબાદને પાદરે આવી પહોંચ્યાં. એ ગામડાની હરોળોમાં આવેલો એક લીકતઅલી સૌનો આગેવાન હતો. અલ્હાબાદની સંગ્રામ સમિતિનો પણ એજ આગેવાન હતો.

મોલવી લીકતઅલીના નામમાં અલ્હાબાદમાં નોબતો ગગડી. અલ્હાબાદનાં હિંદુ મુસ્લીમ એક આદમીની જેમ એક લાખની મેદનીમાં એકઠાં મળ્યાં.

"આપણી આઝાદ ફોજનો આગેવાન ચૂંટવાનો છે." સભાના આગેવાને સવાલ મૂકયો.

અલ્હાબાદની માનવ મેદનીએ એક અવાજે ઘોષ કર્યો. ટોળાંઓમાંથી લીકતઅલી ઊંચકાયો. લીકતઅલીના હાથમાં અલ્હાબાદની જનતાએ સળગતી મશાલ ધરી.

લીકતઅલી ઊંચે ચઢયો ને લીલો ઝંડો ફરકાવતો બોલ્યો, "મારા જેવા રસ્તાના રખડતા મોલવીના હાથમાં આ ઝંડો આપીને તમે મને તમારી આગેવાની આપી છે. તમારા આગેવાનની પાછળ આવવાની તમારી ફરજ પણ એજ સાથે તમે સ્વીકારી લીધી છે. અલ્હાબાદના અકબરિયા ગઢ પર આ ઝંડો ચોઢવાની જવાબદારી આપણે અદા ન કરી શકીએ ત્યાં સુધી મારી આગેવાની નકામી છે એમ હું માનુ છું અને તેથી કિલ્લા પરથી મોત અને અગન વરસાવતા અંગ્રેજ જુલમગારોને ઉખેડી નાખવા, હું તમારો સૌનો, અલ્હાબાદના એકેએક આદમીનો સથવારો માગુ છું....આપણે કિલ્લા પર ચઢીએ છીએ. આપણે કિલ્લો લઈએ તે પહેલાં જ અંગ્રેજી શયતાન નીલ આખા રસ્તા પર સંહાર રેલવતો એની ગોરી ફોજ સાથે ચાલ્યો આવે છે, તે કદાચ આવી પહોંચશે."

પછી નીલ એની ગોરી ફોજ સાથે જૂનની ૧૧મીની સવારે અલ્હાબાદ પહોંચ્યો. અલ્હાબાદની ચારેકોર એકેએક તસુ જમીન પર હિંદી આઝાદ જનતા લડી. અલ્હાબાદના કિલ્લા પર ઊડતા યુનિયન જેકને બતાવતો નીલ આગળ વધતો હતો.

પછી ૧૭મીની સવારમાં અલ્હાબાદ ખંડેર બનેલું પડ્યું. અલ્હાબાદમાં નીલ ૧૮મીએ પેસતો હતો પણ લીકતઅલીની સરદારી નીચે આઝાદ ટુકડીઓ કાનપુર તરફ ૧૭મીની રાતના વિદાય થઈ ગઈ હતી.

અને પછી નીલના અંગ્રેજી મારા અલ્હાબાદ પર ઊતરી પડયા. પછી નીલની શયતાનિયત અલ્હાબાદને આસપાસ ચૂસવી ઊઠી. પછી નીલનો અંગ્રેજી પંજો અલ્હાબાદના શરીરનાં રોમેરોમ ચૂંથી રહ્યો. નીલને દરિયાનો અંગ્રેજી કાફલો ચઢી હતી અને નીલના અંગ્રેજ બર્બરોની હેવાનિયત અલ્હાબાદને આસપાસ રોમેરોમ ચૂંથી કાઢતી હતી.

એનું વર્ણન અવાક બનીને થંભી જાય છે. એટલું જ કે નીલે, પ્રયાગનાં પાણીમાં લાલ નીરો વહેવડાવી, અલ્હાબાદનું બારેબાર અગ્નિમાં શેકી નાખ્યું ને પછી નરાધમ નીલની શયતાનિયતે હિંદુ–મુસ્લીમની જોડીઓ જીવતી સળગાવી. પછી નીલે ઘરડા બાળ્યાં, જુવાન બાળ્યાં, બાળક ને બાળકીઓ બાળ્યાં, પારણામાં બાળ્યાં, સાથે બાળ્યાં, છાતી સરસાં બાળ્યાં, માતાઓ, યુવતીઓ, દીકરીઓ, વહુઓ–બધાં બળ્યાં.

નીલે સંખ્યાની પરવા કર્યા વિના અંગ્રેજી હોળી સળગાવી હતી અને અંગ્રેજી હેવાનિયત ન લખવી જોઈએ એમ ઇતિહાસકારોને કહેનાર અંગ્રેજ ઇતિહાસકાર કાવેએ પણ નીલના તાંડવની તે એક જ દિવસની સંખ્યા છ હજાર જેટલી ગણાવી હતી.

“ પણ શું કરે બિચારો......હિંદી જંગલીઓ આઝાદીની

વાત કરે પછી શું કરે બિચારો……!" એ ઇતિહાસકારે નીલનો પેટ ભરીને બચાવ કર્યો છે.

"અને શું કરું હું પણ……" અંગ્રેજ માલિકીએ સોંપેલી ફરજ બજાવવા જતાં શું કરું હું પણ……" એમ નીલની નરાધમતા અંગ્રેજસત્તાની હેવાન ઓલાદનો સ્વીકાર કરતી હતી.

અંગ્રેજી માલિકીના નફાની લૂંટ ખાતર, એ લૂંટના જમાવની આબરૂ ખાતર, અંગ્રેજ માલિકીની હેવાનિયતનો અંગ્રેજી જલ્લાદ એમ અલ્હાબાદ પર ઊતરી પડયો. આખા બળવા દરમ્યાનનાં બે વરસમાં જેટલા અંગ્રેજોનો સંહાર થયો તેથી ઘણાં વધારે નરનારીઓ ને બાળક બાળકીઓને એકલા અલ્હાબાદમાં ને અલ્હાબાદનાં ગામડાંઓમાં થઈને એણે સંહારી નાખ્યાં. એના અનેક જલ્લાદોએ અંગ્રેજ હેવાન માલિકીને એ વિષે બ્રિટનને છાજે તેવી બહાદુરીના કાગળો લખ્યા હતા.

એમ આઝાદ હિન્દી પર અંગ્રેજી જલ્લાદની નીચ કુહાડી, એક પળમાં અનેક વાર ઝીંંકાતી હતી, હિન્દી માથાનાં લાલ ટુંબાં હિન્દી ભોમ પર અથડાતાં હતાં એ ટુંબાંની જાત હિંદુ નહોતી, મુસ્લીમ નહોતી. એ માથાંના તંતુઓમાં એક જ નાદ તનડતો હતો ને તેમાંથી તણખો ઝર્યો હતો. "આઝાદી"નો એમણે અપરાધ કર્યો હતો. એ અપરાધીઓ પર નીલનો હેવાન ન્યાય નાચતો હતો. અંગ્રેજ ઇતિહાસકાર હોમ્સ, પોતાની માલિક શાહીના જલ્લાદનો પક્ષ કરતો હલાલ થયેલા હિંદી ખૂન પર દિલસોજી દાખવતો હતો.

## ૨૧

# બ્રહ્માવર્તના ભડવીરો

**બ્રહ્માવર્તના**—હરદ્વારના એક મહેલના એક ભવ્ય દીવાનખાનામાં એક સ્ત્રી અને થોડાક પુરુષો બેઠા હતા. સૌની વચમાં નાનો હતો. નાનાનું વિશાળ વ્યક્તિત્વ આજે આખા ખંડને ભરી દેતું હતું. એ ખંડનાં હિંદી ચિત્રો જાણે એના પર નજર ઠેરવી રહ્યાં હતાં. એની આંખમાં ચાણક્યની ચપળતા, પ્રતાપનો પ્રતાપ અને શિવાજીનો લડાયક વ્યૂહ અનેક રંગો રચતા હતા. પણ એ એકલો નહોતો. એની અડોઅડ અઝીમ બેઠો હતો. હજુ એને નાનો કોઈવાર મજાકમાં રસોડા માસ્તર કહીને હસતો હતો. આજે અઝીમુલ્લાખાને એની અજોડ આવડત પૂરવાર કરી હતી. એણે જ આખા બળવાનો નકશો દોર્યો હતો પણ મીરતે ૨૧ દિવસ વહેલો ધડાકો કરીને એની બાજીના તંતુઓમાંથી કેટલાક તોડી નાખ્યા હતા. એણે યુરોપનાં અનેક લડાયક વ્યૂહોનો અભ્યાસ કર્યો હતો. એણે યુરોપની સમાજ રચનાનો અભ્યાસ કર્યો હતો. એની જ આંખ સામે આર્થિક પરિવારો પોતાનાં રહસ્યો

ખોલીને ખુલ્લાં થયાં હતાં. જો હિંદ આઝાદ થાય તો ઈંગ્લંડમાં હતી તેવી, પૂતળા જેવા રાજાવાળી, લોકશાહીવાળી સમવાય તંત્રની રચના હિંદ માટે એણે ઘડી મૂકી હતી. આજે એનો બુદ્ધિવિભવ નવી કટોકટીના ઉકેલમાં કામે લાગી ગયો હતો.

નાના સાહેબને બીજે પડખે એની નાનપણની સખી ચબેલી બેઠી હતી. હવે ચબેલી ઝાંસીની લક્ષ્મી હતી. આજે બાવીસ વરસની ભરજુવાનીમાં પાછી નાનાને પડખે રણજંગડો ખેલવા આવી પહોંચી હતી. એ બાવીસ વરસની છોકરીની આંખો, તરવારની ધાર જેવું દિલ નીતર્યાં કરતી હતી. આખો ઓરડો એના ઓજસથી ઊભરાયા કરતો હતો.

પણ બીજો એક બેઠો હતો. એ બોલતો ત્યારે તાકવાની એને ટેવ હતી. એના આખા ચહેરા પર હંમેશાં એક જાતની કાતિલતા છવાઈ રહેતી હતી, હંમેશાં એ એના કામમાં જ મશગૂલ દેખાતો. ખંડના એક ખૂણાના આસન પર બેસીને એ એક રિવૉલ્વર ભરતો હતો. એની પડખે તરતની ઘસાઈને આવેલી તરવારની ધારને એ થોડી થોડી વારે જોતો હતો. જાણે એ બે વિના બીજા કશાને જ દેખતો ન હોય તેવો એ લાગતો હતો. પણ એના કાબેલ કાન ખંડની વાતચીત પર ધ્યાનપૂર્વક મંડાયા હતા. એ થોડીવારે લક્ષ્મીના ચહેરાની ધાર પર જોઈ લેતો હતો. એનું નામ તાતિયો ટોપ હતું. એણે હવે કલમ છોડી દીધી હતી અને બળવાના વ્યૂહની તપાસ કરવા એ જુદે વેષે ઘણી જગાઓ જાતે જોઈ આવીને પાછો આવી પહોંચ્યો હતો, અને નાનાને બોલતો સાંભળતો હતો.

"તો બોલો અઝીમખાન, તમને પૂરેપૂરી ખાત્રી છે ને કે દરેક ઠેકાણે મુસ્લીમ બિરાદરો આપણી સાથેજ......"

"હજુ મારે બોલવાનું રહ્યું ? દિલ્હીએ, બરેલીએ, પેશાવરે, અને હજુ ગઈ કાલે જ અલ્હાબાદે શું પુરવાર કર્યું છે ? જ્યાં હિંદુ

હજાર હશે ને મુસલમાન એક હશે ત્યાં કે જ્યાં હિંદુ એક હશે ને મુસલમાન એક હજાર હશે ત્યાં પણ......આપણી કતાર એક હજારને એકની થવાની છે......પ્રતાપને ઔરંગઝેબનાં લશ્કરો લડયાં છે, પેશ્વા ને બાદશાહનાં લશ્કરો લડયાં છે પણ હિંદના ઇતિહાસે કદી કહ્યું છે કે હિંદુ ને મુસ્લીમ ખેડૂતે, હિંદુ ને મુસ્લીમ મજૂરે, હિંદુ ને મુસ્લીમ ગૃહસ્થોએ કદી અંદર અંદર લડાઈ કરી હોય! તેથી તો હું કહુ છું કે જેવા હિંદુ ને મુસ્લીમના વિભાગ ખોટા છે તેવાજ બ્રાહ્મણ અને અબ્રાહ્મણના અનેક ભેદાભેદ પણ ખોટા છે. એક હિન્દ......એક દેશ, એક જ પ્રજા, એક રાષ્ટ્ર ને એક જ લોક......એક હિન્દીની એક જ ફૂંક આ અંગ્રેજ જુલમગારોના ફુરચેફુરચા ઉડાવી દેવાને બસ છે."

"અને તેથી તો હું હસી હસીને કહું છું કે......" તાતિયાએ આંખ ઊંચકી.

"શું ? તરવાર ?" નાના સાહેબ હસ્યો.

"શું કહે છે ?" અઝીમ બોલ્યો.

"કે, હું હિન્દુએ નથી ને મુસ્લીમે નથી હું હિન્દી છું અને..."

"મારું નામ તાતિયો ટોપ છે......એમને ?" નાનો ખડખડાટ હસી પડયો, "લક્ષ્મી, તારી તરવારથી એની ચોટલી કાપી નાખ...એને આપણે આઝાદ હિન્દનો પહેલો વાઈસરોય ટોપ સાહેબ બનાવશું."

"ના રે, ના," લક્ષ્મી ભયંકર હસી, "મારી તરવાર તો અંગ્રેજી ટોપ સાથે, અંગ્રેજી ખોપરીઓનાં કાચલાં વાઢી વાઢીને વેરશે. હવે તાતિયાની કલમ તમે લોકોએ મૂકાવી દીધી છે, અને તરવાર પકડાવી છે, એટલે એ ગોરીલા સેનાનીની ચોટલીના વાળ, ફૂદાફૂદના વ્યૂહની ચિંતામાં જ ખરી પડવાના છે; પછી એ આપ મેળે સોએ સો ટકા હિન્દી બની ગયો હશે."

"હજુ તમને ગોરીલા વ્યૂહ કૂદાકૂદ લાગે છે એમ ને! મેં શિવાજીના ગોરીલા લડાયક મોરચાઓનો અભ્યાસ કર્યો છે, તેથી જ શિવાજીનો વિજય થયો હતો અને તેથીજ પ્રતાપની હાર થઈ હતી. તમે બધાં એ લડાયક વ્યૂહમાં બાળકો છો." તાતિયો ટટાર થઈ ગયો. "હું નહિ. મેં એ વ્યૂહને વખાણ્યો છે ને તાતિયાના નિબંધના અક્ષરે અક્ષરને માથા પર ચઢાવ્યો છે. કુમારસિંગે પણ ત્યારે એ વ્યૂહનાં પેટ ભરીને વખાણ કર્યાં હતાં. આપણે એ વિના છુટકો થવાનો જ નથી."

"ને મેં ક્યાં ના પાડી છે?" નાનાએ કહ્યું.

"ને મેં ના પાડી છે, જુઓ. મારી ઝાંસીમાં જોજો ખુલ્લા મેદાન પર ખાંડાના ખેલ ખેલું છું તે......અમે બધાં બાળકો! મોટા માટીડા જોવા હોય તો!"

"કારણ કે સ્ત્રીઓને જૌહર કરવાની આદત પડી છે, તેમના કમબખત ધણીઓએ તેમને બીજું વધારે શીખવ્યું નથી." તાતિયાની આંખો તતડી રહી.

"જો પાછાં લડી પડશો......તાતિયા ચુપ......લક્ષ્મી એને નકામી છેડે છે! લક્ષ્મી બાળક છે, તાતિયો ટોપ છે."

"મેં બકતખાનને પણ લખ્યું છે ને મને લાગેછે કે એને ગમશે." અઝીમે આંખ ફેરવી.

"શું?"

"ગોરીલા લડાયક વ્યૂહ,......પંજાબમાંથી બળવો પરવારી ગયો છે, સરહદમાં પણ કચડાઈ ગયો છે. હવે માત્ર એક જ મોરચો રહે છે, અંગ્રેજી હરોળોને પંજાબથી જુદી પાડી દેવી. એ માટે આપણે જ આક્રમણ કરવાં પડશે અને તે જોહેરી વ્યૂહથી નહિ. ગોરીલા વ્યૂહથી. એમનો પંજાબ પર ગોઠવાયલો પગ કપાઈ જાય તો વિજય આપણો જ છે. દિલ્હી પરનો આઝાદ ઝંડો પછી કોઈ ઉતારી

શકરો નહિ.” અઝીમે બધાં પર નજર ફેરવી.

“બરાબર છે.” લક્ષ્મી અને નાના સાહેબ એક સાથે બોલી ઊઠયાં.

“બસ, અઝીમખાન બોલે એટલે બરાબર છે, ને હું એજ વાત કરું ત્યારે......”

“ભલે, એ બાળક છે. એની ઝાંસી પર લીલો ઝંડો ફરકે ને તેના પર અંગ્રેજી તોપો મંડાય ત્યારે કુમક લઈને તને જ મોકલવાનો છે.” નાનાસાહેબે ગમ્મતમાં જોયું.

“એક શરત!” ટોપ હસ્યો, “એ બાવીસ વરસની ચમેલી બાળકી...માટે...”

“શી!”

“કે હું જાઉં તો સેનાપતિ હું, લક્ષ્મી નહિ; નહિતો, એ મને અંગ્રેજી તોપના મોઢામાં દોડી જવાનો હુકમ આપશે.”

“અને તું તે માનશે નહિ એમ ને!” લક્ષ્મી હસી.

“માનું તો ખરો જ......પણ......” તાતિયો ગંભીર વિચારમાં પડી ગયો.

“બાપરે બાપ, મારો તાતિયો ટોપ જો અંગ્રેજી તોપમાં ભરાઈ જાય ને પછી તોપ ફૂટે તો અંગ્રેજી બધી ટોપીઓના તાણા વિખાઈ જાય, મગજનાં માખણ ઢળી જાય, દરિયા પાર બેઠેલી અંગ્રેજ ડોકરી રાણીનો તાજ પણ એના માથા પરથી ગબડી પડે.”

“તો એને ફોડો.” નાના સાહેબ ખડખડાટ હસી પડયો.

“પણ એને, કુમારસિંગને, અહમદશાહ મોલવીને બક્ત ખાનને, નાના સાહેબને, તોપમાં પૂરીને ફોડવા જેવું આપણું વતન આપણું હિન્દ, જાગતું નથી બન્યું. એની મને બીક છે અને તેનું અંદર અંદર દુ:ખ થયા કરે છે.”

"હાં, ખાન સાહેબ, આપને વળી એ બીક ગઈ છે જ ક્યાં ને આપ દુઃખ વિનાના કોઈ વાર દેખાયા છો ?" લક્ષ્મી હસી.

"જો પાછી જોહરી રાણી.....બસ એ તો રણખંજરી રણકૃપાજ કરવાની, વગર બીક ને વગર દુઃખે....."તાતિયો બોલી ઊઠયો.

"વાત ઠીક છે.....પણ અઝીમ.....તેં તો એ તોપમાં

પૂરાવાની વાત જ ન કરી! કોઈ જનમગરી લક્ષ્મિ બહાર જોઈએ ને!"

બધાં એક બીજા તરફ હસી રહ્યાં.

૨૨

# મેનો પહેલો દિવસ ઊજવજો

**અને** એક દિવસે વહેલી સવારે, નાનાના ગંગા કિનારા પરના શાંત મહેલનાં કમાડ એક અંગ્રેજ કાસદે ખખડાવ્યાં. કાનપુરના હ્યુગ વીલરે નાનાની જૂની મૈત્રિ અણિની વેળાએ યાદ આણી હતી. એ અંગ્રેજ અફસરે નાનાને નાનો જ માન્યો હતો, એ અંગ્રેજ અફસરે નાનાની આગ વાનપ્રસ્થાશ્રમમાં વિલાઈ ગઈ હશે એમ માન્યું હતું.

આવેલા અંગ્રેજ પરોણાને આરામગાહમાં આરામ કરવા મોકલી નાના સાહેબ અઝીમખાન, લક્ષ્મીબાઈ તથા તાતિયા ટોપ સાથે મસલત કરવા મંડી ગયો હતો. નાનાના બે ભાઈ બાબા સાહેબ અને બાલા સાહેબ પણ એ મસલતમાં સામેલ હતા.

"તો છેવટે એ જોખમ ખેડવા જેવું ખરું જ એમ ને!"

"જરૂર, હું ય સાથે આવું, આ બધાં અહીં રહે, લક્ષ્મીબાઈ ઝાંસી પર આંખ માંડીને ટાંપી રહે, બાલા સાહેબ ને બાબા સાહેબ છે, અઝીમખાન પણ થોડો વખત તો છે જ."

"મને તો ક્યારનું હસવું આવે છે, જુલમગારો કેવા મૂરખ બને છે, ને હિંદીઓને નીચ ને નરાધમ લેખે છે, નહીં તો આપણને બોલાવે આ અગ્નિની વેળાએ! હગ વીલર કોઈને નહિ ને મને જ કાનપુરના અંગ્રેજોનું રક્ષણ કરવા બોલાવે છે, કહે છે કે મારું નામ મોટું છે, મારી હાજરી હશે તો, કાનપુર તોફાનમાંથી ઊગરી જશે."

"બસ એને ઉગારીએ જ, ઉતાવળો વીલરના કાસદને રવાના કરો ને કહેવડાવો કે તમે ત્યાં તમારા સરદાર તાતિયા ટોપ સાથે આવી પહોંચો છો." તાતિયાએ કહ્યું.

"ને દગો હોય તો......!" અઝીમે પાછું યાદ આપ્યું.

"દગો હોય તોય શું! ત્યાં આપણી આખી કમિટિ છે, આપણી આઝાદ ફોજના ત્રણ હજાર સિપાઈઓ તૈયાર છે, એ સૌને સંહારમાં જોડી દેવા મારો એક ઈશારો જ બસ થશે. હું મારો મુકામ ગંગાના કિનારા પર રાખીશ, ને પછી જોયું જશે...આટલું જોખમ તો ખેડવા જેવું જ છે."

"ભલે ખેડીએ......" અઝીમખાને અનુમતિ આપી.

પછી ૧૮૫૭ના મેના ૨૨મા દિવસે નાના સાહેબ કાનપુરમાં પેઠા ત્યારે વીલર સાહેબે સામા આવીને હાથ હલાવ્યા. નાનાના માનમાં મિજબાની ગોઠવાઈ. નાનો અને તાતિયો ટોપ અંગ્રેજી ટેબલ પર મિજબાની માણતા બેઠા હતા અને વીલર સાહેબ જૂના પ્રેમની અનેક વાતો યાદ કરતા નાના સાથે નવો પ્રેમ બાંધતા હતા.

"ઘણી ગરમી પડે છે, જાણે બાફી નાખે એવી......"

"મે ઊતર્યા પછી ઓછી થઈ જશે." તાતિયાએ ટકોર કરી, અને નાનાએ એના તરફ આંખના ખૂણામાંથી જોયું.

"આ જ આપના સરદાર ને? નામતો સાંભળ્યું હતું."

"અમે સાથે ઊછરેલા, રમેલા; એ મારો મોટેરો દોસ્ત છે.

અમારી કોઠીમાં કારકુન હતો, પણ એનું લોહી લડાયક છે."

"ઠીક, ઠીક, મેં તો માનેલું તમે કોઈ સાથીદારો સાથે ખાલી હાથે આવશો પણ તમેય ઠીક ટુકડી લાવ્યા છો." વીલરે વિવેક કર્યો.

"ખાલી હાથે આવું ? આ તે આપ સાહેબોને મળવા સીમલાના શીતળ મહાલ પર ઓછો આવવાનો હતો તે ખાલી હાથે ચાલ્યો આવું ? ધીખતા ઘોમની કટોકટીમાં હાથ હલાવતો કેમ આવું ? તાતિયાને કહ્યું, 'તુંય ચાલ, તારા લડાયક લોહીનો રંગ પરખાશે.' ને સાથે હતું એટલું લઈ આવ્યો; બે તોપ, ત્રણસો સૈનિકો, પગપાળા ઘોડેસવાર થઈને......" નાના સાહેબે આગળ ચલાવ્યું.

"મારાં માણસો અને તાતિયા ટોપ તમારા મુકામની વચમાં રહેશે ને હું ગંગા કિનારે જરા જેટલુંય તોફાન જણાય તો મને બૂમ મારજો, કાનપુરની વચમાં મારી હાજરી જ બસ થશે."

"ઘણો આભાર......" વીલરે ફરીવારનો મુજરો કર્યો.

"આભાર હોય, મારો આભાર હોય ! એ તો ફરજ છે ફરજ......ફરજમાં આભારને અવકાશ નથી." નાનો અંગ્રેજી હકૂમત પર સાકર છાંટી રહ્યો.

"આ ઘડીએ આભાર નહિ ! અનેક વાર આભાર." કલેકટર હીલેસડને કહ્યું.

"તો, મીસ્ટર તાતિયા ટોપને......" વીલરે તાતિયા પર આખી નજર ગોઠવતાં ગળું ખંખાર્યું.

"તૈયાર છું." તાતિયાએ તૈયારી બતાવી.

"આપણી તિજોરી પર આપની ચોકી, આપના બસો બહાદુરો સાથે......"

"જેવો શ્રીમાન નાના સાહેબનો હુકમ......" તાતિયાએ નાના તરફ જોયું.

"હુકમ વીલર સાહેબનો......તાતિયા ટોપ આજથી તિજોરી સંભાળશે." નાનાએ વિવેક ફેંક્યો.

અને કિલ્લો તો સમરાવ્યો જ, તોપો ગોઠવવાના નવા મોરચા પણ ચણાય છે......મને આશા છે કે બધું ઠીક થશે......" વીલર સાહેબને શાતા વળી.

પછી કાનપુરમાં સુબેદાર ટીકાસીંગના ઘરના ભોંયરામાં મધરાતે બળવાના પડછાયા, દર બીજે દિવસે એકઠા થતા, મસલત કરતા ને વીખરાઈ જતા હતા. પેશ્વા જેવો પેશ્વા નાના પણ એક પાથરણે બેસતો હતો, મધરાતની મસલતોમાં જાગતો હતો. અવારનવાર નાનાને ઉતારે આવી તાતિયા ટોપ સલામ કરી જતો હતો. આજે નાનો તાતિયાને કહેતો હતો, "આપણી નવી યોજના પ્રમાણે આજ કાલમાં જ અઝીમખાન અને બાલાસાહેબ પણ આવી પહોંચવા જોઈએ જ. શામસુદ્દીનખાનને ઘેર પરમ દિવસે રાતના તારે પણ હાજર રહેવું જોઈશે. આપણે છેવટનો કાર્યક્રમ વિચારી લેવાનો છે, એમાં અઝીમખાન અને બાલાસાહેબ પણ હશે."

"અને લક્ષ્મી!"

"લક્ષ્મી, બાલા સાહેબ સાથે, ઝાંસી તરફ. એ ત્યાંનું સંભાળશે. ૩૧મા પહેલાં આપણો આખો મેળો ખાલી થાય છે. ૩૧મીથી આપણે અનંત રઝળપાટ અને રણવગડા તરફ વળીએ છીએ..."

"આપણી હોશિયારી અને રાજી ખુશીથી." તાતિયો હસ્યો, "ને મારા બાપા......?" એને બાપા સાંભર્યા. "તમે હમણાં જઈ આવ્યા ત્યાં ઘેર જતાં રસ્તામાં મળ્યા હતા ને?"

"બાપા કહેતા હતા કે મારા તાતિયાને કહેજો કે સંભાળે, એ જશે તો મારા આઠ દીકરે મારો વંશ જશે......"

"નાના, કહું......એમનું વહાલ મને કોરે છે. મને એમનો

વૃદ્ધ દેહ મમતાથી તરબોળ થતો મારી આંખ સામે દેખાય છે ત્યારે એક પળવાર મારી છાતીમાંથી કઠોરતા દ્રવી જાય છે......મને મન હતું......"

"મને ય મન હતાં......" નાનો વચમાં બોલ્યો. આપણા હિંદુસ્તાનને ય મન નથી શું? એને મન છે કે એની છાતી પરથી અંગ્રેજી ઘંટીનાં પડ, એના મનને, એના આરામને, એના સંસારને, એના સુખચેનને, એના માનને, એના સ્વમાનને, અને એની રોટીને રગડી નાખતાં નાશ પામે. એ નાશનો ઝંડો આપણે હાથમાં લીધો છે......એની મશાલ આપણે મુઠ્ઠીમાં પકડી છે; આપણે જીવીને, મરીને, ઝેર થઈને, સળગી જઈને, એ સૌંપણને હિંદી માટીના કણેકણમાં ભેળવીને હિંદી ખમીરમાં મિલાવી દેશું, પછી આપણા પર......આપણાં, તારાં, મારાં, સ્વજીમનાં મોલવી અહમદનાં, લક્ષ્મીનાં, કફન પર અંધારાં પથરાઈ જાય તોય......આ સંગ્રામ પહેલો થશે, ને પહેલા પછી બીજો ઉપાડ ઓડશે જ ઓડશે."

"મને પણ......એજ......પણ મારા બાપાએ શું કહ્યું હતું......!" તાતિયા ટોપે અચાનક ગંભીરતા ધારણ કરી.

"કે,......નાના." મેં કહ્યું: "પાંડુરંગ ભટ્ટ, હું ને તાતિયો એક છીએ. અમારા પડછાયા ભલે જુદા પડે, અમે એક સાથે જીવન મરણના દાવ ખેલશું, ને એ વહેલો જશે તો તમારા આઠમાંની ખાલી પડેલી જગાએ મારું નામ નોંધાવીશ......"

"ઠીક કહ્યું."

પણ એમણે ધોળી ચોટલીવાળું માથું જોરથી હલાવ્યું, "એમ કંઈ નંબર પૂરાય છે નાના સાહેબ......ને તાતિયો પડે તો શ્રીમન ક્યાં પાછો પડે તેવો છે!"

તાતિયો જોઈ રહ્યો.

"હું નીકળ્યો; પછી એ દેહસ્થ બ્રાહ્મણે મને બોલાવ્યો, ને હાંફતાં હાંફતાં ઉતાવળી વાત કરી." નાનાને યાદ આવ્યું.

"શી!"

"કે ગઈ ૧લીએ તો તાતિયો બહાર હતો. હવે તો ૧૮૫૭ના મે મહિનાની પહેલી આવે ત્યારે ને આવે તેવી ખરી. જો યાદ રાખો તો એની જન્મગાંઠ ઊજવજો......એને તો કશી જ પડી નથી." પછી મેં વિદાય લીધી, ને પાંડુરંગ ગણતા હતા: "શો વખત વહ્યો જાય છે! આજે એને ૪૩મું બેસી ગયું...જોતજોતામાં, ને તમે બધા કાળની જેમ વહ્યા જ જાઓ છો!"

## ૨૩

# વખત થયો હોય તો, તું જા

**પછી** શમસુદ્દીન ખાનના ઘરમાં મોડી રાતે જ્વાલાપ્રસાદ ને મહમદઅલી આવ્યા. તાતિયો પણ કંઈ કામ કાઢીને આવવાનો હતો અને અઝીમખાન, ટીકાસીંગ તથા નાના સાહેબ પણ ત્યાં ક્યારના પહોંચી ગયા હતા. પછી રીતસરની સંગ્રામસમિતિ મળી. નાનામાં નાની વિગતો પર વિચાર થયા ને નિર્ણય લેવાયા. પછી પાછલી રાતે નાનાના ગંગા કિનારાના આવાસ પર એક હોડી રાહ જોતી ઊભી હતી. સમિતિમાંથી થોડાક સીધા હોડીમાં બેઠા અને ગંગાનાં પાણી પર સહેલગાહ કરવા ઊપડયા. શમસુદ્દીનખાને સહેલગાહે જવાની ના પાડી ને કહ્યું: "આજે જૂનનો પહેલો દિવસ પૂરો થાય છે ને મારે પરવારી લેવું પડશે ને?"

પછી શમકસુદ્દીનખાને ઉતાવળો ઘોડો દોડાવ્યો. અને કાનપુરની ગાયિકા અઝીજાનનાં કમાડ ઠોક્યાં.

"કેમ આજે આવા, ઉતાવળા, એકાએક......"

અઝીજાને સુબેદારના ગળામાં કોમળ હાથ વીંટાળી દીધા.

"કંઈ નિર્ણય કરી લીધો લાગે છે......મારી યે ગણતરી કરી છે ને ?"

"હા, પણ ખાનગીમાં; બીજાઓને વિશ્વાસ ન બેસે. ને પાછો પેલો ચિબાવલો કહે કે રણરંગ ખેલવા હોય તો પ્રેમાચારના રંગરાગ નહિ પાલવે."

"કોણ ચિબાવલો ?" અઝીજાન હસી.

"તાતિયો ટોપ."

"નાના સાથે આવ્યો છે એ જ ને! યા, અલ્લા, શો સડેયો છે, કણેકણ અગ્નિનો."

"એવા કેટલાયે ખપી જશે......"

"ધરતી ભોગ માગે છે ત્યારે માયકાંગલાનો નહિ, તાતિયાઓનો જ......ને તમારા જેવાઓનો......" અઝીજાન શમસુદ્દીનનું કપાળ ચૂમી રહી, "શો નિર્ણય થયો ?"

"બે દિવસ બાકી છે. બે દિવસ પછી કાનપુર પાયામાંથી હચમચી ઊઠશે." શમસુદ્દીને સમાચાર આપ્યા.

"પેલો ચિબાવલો જાણશે તો !" અઝીજાન જોઈ રહી.

"શું ?"

"કે, તેં મને સમાચાર દઈ દીધા છે. મને...અઝીજાનને કાનપુરની નાચનારી ને......"

"તને ખોટું લાગ્યું અઝીજાન !" શમસુદ્દીને અઝીજાનનો હાથ ઝાલ્યો.

"ના, પણ......" અઝીજાન બગડી.

"શું ?"

"કાનપુરની નાચનારી છોકરીને સુબેદાર શમસુદ્દીન ઓળખી શક્યો નથી."

“ ના, ના, અઝીઝાન......મને તારા જિગરની ખબર છે.”

“ જિગરની એક જ બાજુ જે પુરુષોને પંપાળે છે... જિગરની પાંગળી બાજુ જ, પણ......”

“ મૂરખ થઈને કંઈ કરી ન બેસતી......” ખાન અઝીઝાનની ગંભીર મુખમુદ્રા તરફ જોઈ રહ્યો.

“ તમને લોકને બધું કરવાનો હક્ક, ફાંસીને માંચડે, તોપને મોઢે જવાનો પણ; ને અમને મૂરખને......તમારા થાક પર પંખા ઢોળવા, તમારી શહાદત પર મોઢાં ઢાંકવાં, તમારા લલકાર પર ખૂણા રોકવા સલામત જ રહેવું જોઈએ ના!”

શમસુદ્દીનખાન એની...અઝીઝાનની આંખોમાં તાંડવ નાચતાં ઘેરાં કુંડાળાં જોઈ રહ્યો. એને બાથમાં લઈને દાબી દેવાનો એને ઉમળકો આવ્યો પણ સળગતી શિખાને દૂરથી જ આલીંગવામાં એને આનંદનો અતિરેક દેખાયો.

પછી જૂનના ચોથા દિવસની આગલી રાતે પાછો શમસુદ્દીન ખાન અઝીઝાનના આવાસ પર આવ્યો હતો. કાનપુર આખું ઘોરતું હતું. કાનપુરની અંગ્રેજશાહી પણ તાપ પછીના પવનમાં લહેરાતી ઊંઘતી હતી.

અને ઘોરતી રાત ચીસ પાડી ઊઠી હોય તેવા ત્રણ અવાજ થયા. શમસુદ્દીન પથારીમાં બેઠો થઈ ગયો. એની સામે અઝીઝાન ઉઘાડી આંખે જાગતી જ બેઠી હતી.

“ ત્રણ અવાજ થયા ખરું ને?” શમસુદ્દીનખાન ઝબકી ઊઠતો બોલ્યો: “ જરાક આંખ મિંચાઈ ગઈ.”

અઝીઝાન કંઈ બોલી નહિ. એની આંખો શમસુદ્દીન પર ઠરી હતી: “ તારી આંખ પર અલ્લાની યાદ ઊતરે......” અઝીઝાનની

આંખો ભરાઈ ગઈ.

"મારા એકલાની?" શમસુદ્દીન બેઠો થયો.

"ના, ના, હવે તું એકલો નથી. મૌલવી અહમદ, નાના સાહેબ, તાતિયો ટોપ, અઝીમ......" અઝીજાન બળવાનાં પાત્રોને સળગી જતાં એક પછી એક જોઈ રહી ને બોલીઃ "ખાન, તેં કદી ઝાંસીની લક્ષ્મી ને દીઠી છે?" ને પોતે જ બોલવા માંડીઃ

"કહું છું કે સળગતી પરી છે, તેજના અંબાર છે, તરવારની ધાર જેવી તીખી છે. બાવીસ જ વરસની છોકરી છે......"

અને શમસુદ્દીન કૂદ્યો "આગ, આગ લાગી."

"આગ!" બંને ઝરૂખામાંથી જોઈ રહ્યાં. નક્કી થયા પ્રમાણે અંગ્રેજી વાસ સળગી ઊઠયા હતા.

"હું જાઉં છું, અઝીજાન, વખત થયો......" શમસુદ્દીને અઝીજાનને બાથમાં કચડી નાખી.

શમસુદ્દીનનો ઘોડો છલંગ દેતો ચાલ્યો જતો હતો, કાનપુરની નાયિકા એના ઝરૂખામાં ઊભી ઊભી ક્યાં સુધી જોઈ રહી હતી, અને પછી અંદર આવી પલંગે પડીને ઊંધું ઘાલી બબડતી હતીઃ

"જા, જા, વખત થાય તો કંઈ જવાની ના પડાય છે!"

# ૨૪

# ઝાંસી અને કાનપુર

હજુ તો હ્યુ વીલરે, જૂનની પહેલીએ જ કલકત્તા લોર્ડ કેનીંગને સમાચાર મોકલ્યા હતા કે કાનપુરમાં બધું સલામત છે, તમે તમારે લખનૌને સંભાળજો, અને ત્યાં તો ૪થી જૂનની પાછલી રાતે જ કાનપુર કત્લેઆમ કરતું ઝુકી પડ્યું હતું.

એક તરફ ટીકાસીંગ આગળ હતો. ટીકાસીંગે શરૂ કર્યું હતું. ટીકાસીંગની પાછળ એક હજાર ઘોડેસ્વારો ફાળ ભરતા હતા, ને તરત જ બીજી બાજૂ શમસુદ્દીનખાન એની ટુકડીઓને ગોઠવતો હતો.

હર......દીન......ના હોકારા ઊઠતા હતા, જય હિન્દ ને જય સ્વદેશની ગર્જનાઓ ગરજી ઊઠી હતી.

"બાબા લોગ, બાબા લોગ.....યા ક્યા......?"

કર્નલ ઍવર્ટ, પહેલી પગપાળી રેજીમેન્ટને આડી તરવાર ધરીને વીનવતો હતો અને તરત જ એનું શબ ધરતી પર ગબડતું થતું હતું.

નવાબગંજની અંગ્રેજ તિજોરી પર તાતિયા ટોપની બસો તરવારો ચમકી ઊઠી હતી; તિજોરી પર અંગ્રેજી કબજો ખતમ થતો હતો.

બધી બાજુઓ પર તરવારો વીંઝાતી હતી, ગોળીઓ સૂસવતી હતી, તોપો બરાડતી હતી. નાનાને વીંટાઈને ત્રણ હજારની ફોજ તૈયાર ઊભી હતી.

ત્યારે કાનપુરનો બળવો દિલ્હી તરફ કૂચ કરી જશે એમ બોલતો વીલર કાનપુરના કિલ્લામાં અંગ્રેજ અફસરોને ભરતો હતો અને કિલ્લાનાં કમાડ વાસવાનો હુકમ દેતો હતો.

અને આખા કાનપુર પર કબજો લીધા પછી નાના સાહેબની સરદારી નીચેની સંગ્રામ સમિતિ નિર્ધાર કરતી હતી, "આપણે કિલ્લા પર ચઢીએ છીએ, આપણો આઝાદ ઝંડો કિલ્લા પર ચઢાવીએ છીએ, આપણે દિલ્હી જતા નથી, જવાના નથી, આપણને અલ્લાહાબાદની જેમ કાનપુર છોડવું પાલવે તેમ નથી. આઝાદ હિંદનો પહેલો ગઢ દિલ્હી છે, બીજો કાનપુર બનશે."

કાનપુરના કિલ્લામાં દારૂગોળો ને અનાજનો ઢગલો હતો. એક હજાર જેટલાં અંગ્રેજ સ્ત્રીપુરુષો હતાં. અનેક તોપો કિલ્લાના મોરચાઓ પર તૈયાર ગોઠવી રાખેલી હતી. કાનપુરના કિલ્લા પર અંગ્રેજી વાવટો અણનમ ઊડતો રહ્યો હતો.

જૂનની છઠ્ઠીની સવારે સર વીલરને નાના સાહેબની ચિઠ્ઠી મળી. તેમાં લખ્યું હતું, "અમે કિલ્લા પર ચઢાઈ કરીએ છીએ, તૈયાર રહેજો."

અને ટીકાસીંગે તૈયાર કરેલી યોજના પ્રમાણે કિલ્લા પર બરાબર બપોરે હલ્લો શરૂ થયો, અને સાંજ સુધીમાં બંને તરફના તોપમારાથી કાનપુર હચમચી ઊઠયું, નાના સાહેબની તોપોએ કિલ્લાની અંદરના

અંગ્રેજી વાસ પર સંહાર વરસાવવા માંડયો. છમી જૂનથી અંગ્રેજ સ્ત્રીપુરુષો અને બાળકો ઉપરથી અખંડ વરસતા મોતના ધડાકા સાંભળતાં આમથી તેમ દોડયા કર્યાં. અંગ્રેજી કિલ્લામાં મોત નિયમ બનીને ફરતું થયું, જીવન અકસ્માત બનીને સંતાતું ફરવા લાગ્યું. બે દિવસ પછી જ કિલ્લામાં પાણી ખૂટવા માંડ્યું, અને ઉપરથી વરસતી આગ અને તાપમાં રોગ શરૂ થયો. અંગ્રેજોની એક હજારની દુનિયા બહારના તોફાનની વચ્ચમાંનો હારમો ટાપુ બની રહ્યો. અંગ્રેજ નરનારીઓ મરણના મુખમાં જડ બનીને એક બીજાની ફાટતી ખોપરીઓ, તૂટી પડતાં ને ઊંચે ઊડતાં અંગો જોઈ રહ્યાં. કિલ્લાનું અંગ્રેજી જીવન એકલું મરણિયું, એકલું ઉજ્જડ, એકલું અકારું બની રહ્યું. વિનય ને વિવેક ભુલાયા, સ્ત્રી પુરુષ વચ્ચેની શરમો શમી ગઈ. કાનપુરે એ અંગ્રેજી હજાર પર કરાલકાળ વહેતો કર્યો હતો. બાળકો માતાની કૂખ પરથી મરડાઈ પડતાં હતાં; માતાઓ બાળકને ચૂમી ચોડતાં ઉતરડાઈ જતી હતી. અંગ્રેજ લડવૈયા ઉતાવળા મરતા હતા, ઉતાવળા દફનાતા હતા. ઘાયલનો ઘા બંધાઈ રહે તે પહેલાં નવી કબર ખોદવાની હતી, કબર પર માટી નંખાઈ રહે તે પહેલાં માંદાની નવી ખાટલી તૈયાર થતી હતી.

વીલરનો દીકરો ઘવાયેલો પડયો હતો. વીલરની બે બહેનો ઘવાયેલાની સારવાર કરતી હતી. વીલરના દીકરાએ દવાનો ઘૂંટડો પીવા મોઢું ખોલ્યું હતું પણ ત્યાં તો તોપનો ગોળો પડયો ને વીલરના છોકરાનું દવા ઉતારતા મોઢાવાળું માથું ઊછળીને જુદું પડ્યું, અને મેજીસ્ટ્રેટ હીલર્સડન વરંડામાં ઊભો ઊભો એની સ્ત્રી સાથે વાત કરતો હતો ત્યાં તો એક અધમણિયો એના માથા પર જ ફાટયો અને અંગ્રેજી ન્યાયાધીશના ટુકડે ટુકડા થઈ ગયા. બીજી સાત સ્ત્રીઓ ખાઈ પાસે વાંકી વળી હતી ત્યાં તો એક કડાકો થયો અને સાતેને ગળી ગયો. એક હિંદી આયા એક અંગ્રેજ બાળકના કપાળને બંને હાથે ધરીને

દેખતી હતી ત્યાં બાળક સાથે એના બંને હાથ ઊડી ગયા. અંગ્રેજ માલિકોને ખોરાક પહોંચાડવા આમતેમ દોડતા બટલરો પણ ખોરાકના થાળ સાથે ખપી જતા હતા. સર જ્યૉર્જ પાર્કર, કર્નલ વિલિયમ્સ અને લૅફ્ટેનન્ટ રૂની માંદગીના બીછાનામાં જ મરી ગયા હતા.

એવો હિન્દી બળવાનો કારમો કોપ અંગ્રેજી કિલ્લામાં ઊછળતો હતો, નાચતો હતો. અંગ્રેજી જીવન જકડાઈને ઝડપાતું હતું. બળવાની તોપોએ કર્નલ આશી, કૅપ્ટન મુર, કૅપ્ટન થોમસ અને બીજા બે અંગ્રેજ બહાદુર આગેવાનોને કિલ્લાના મોરચા પર જ પૂરા કર્યા હતા. એવો હાહાકાર, એવો ચિત્કાર, એવી કારમી ચીસો અંગ્રેજી કિલ્લો કલરવતો હતો. એવો એક નહિ, એવા પંદર દિવસો પસાર થયા હતા, અને જૂનનો ૨૩મો દિવસ ઊગતો હતો.

આજે એને સો વરસ વીતી ગયાં. એ જ દિવસે પ્લાસીની લડાઈ લડાઈ હતી, એ જ દિવસે હિન્દે હાર ખાધી હતી. એ જ દિવસે અંગ્રેજી એક હિંદની છાતીપર મંડાઈ ચૂકી હતી.

એ દિવસે અચાનક હલ્લો કરવાનું નાનાનું ફરમાન હતું, એ દિવસના હલ્લામાં કાનપુરનાં નાગરિકોને પણ જોડાવાની છૂટ આપવામાં આવી હતી.

એ દિવસની ઊગતી ઉષામાં કાનપુરના અંગ્રેજી કિલ્લા પર કાનપુરની આઝાદ ટુકડીઓએ હલ્લો કર્યો. કિલ્લામાંથી વરસતા ધોધમાર નીચે કાનપુરવાસીઓ સૂતાં હતાં, સૂતેલાંની જગા લેવા બીજાં આવતાં હતાં.

"મૈં ભી કાનપુરી હું ઔર હિન્દી હું." બોલતી એક જુવાન છોકરી વરસતા મરણમાં ઘાયલોને પાટા બાંધવા ઝબક જ્યોત જેવી ઘૂમતી હતી. એની પીઠ પાછળ પાણીની મશક લટકતી હતી. મશકમાંથી એ થાકેલાંના હોઠ પાણીની ધારથી ચૂમતી ઊડતી ફરતી હતી.

એને સૌએ ઓળખી હતી. એક પળવાર સૌએ લડવૈયાઓની વચમાં, મરણુની વચમાં, એકલી ઊડતી અપ્સરા જેવી અઝીજાનને, કાનપુરની નાયિકાને, શમસુદ્દીનખાનની સખીને ઓળખી હતી. આજે અઝીજાનને નવા નાચનો નશો ચઢ્યો હતો, આજે એની પગલીઓ રણરંગના તાલ દેતી હતી.

એક મોટી કિકિયારીએ સૌનું ધ્યાન તે તરફ ખેંચ્યું. કિલ્લાનો ઉત્તર તરફનો કાંગરો તૂટી પડ્યો હતો. ખાઈપર એક પુલ ગોઠવાઈ ગયો હતો. પણ તૂટેલા કાંગરા પાછળની અંગ્રેજ તોપ અટક્યા વિના ત્રાડતી હતી અને પુલ આખો ધમધમી ઊઠ્યો હતો.

"દોડી જાઓ, દોડી જાઓ," અઝીજાને પુલ તરફ હાથ લંબાવી કિકિયારી કરી.

અઝીજાનને એક ટુકડી જોઈ રહી.

"જુઓ છો શું?" એણે ફરી રાડ નાખી, અને દોટ દીધી, "મારી પાછળ દોડ્યા આવો, દીવાલ પર નિસરણી ગોઠવો ને ટપી જાઓ. તોપને બંધ કરી દો." બોલતી અઝીજાન પુલ પરથી દોડી ગઈ હતી, ખાઈની બીજી બાજુ પરથી એ એકલી ઊભેલી, તૂટતા પુલ પરથી એની પાસે નિસરણી લઈને દોડી આવતી એક ટુકડીને આવકારતી હતી.

જોતજોતામાં ભાગેલી દીવાલને અડતી નિસરણી ગોઠવાઈ, ને અઝીજાને ખભા પરની મશક નીચે નાખી દીધી અઝીજાને હાથમાંની તરવાર ઊંચી કરી ને નિસરણી પર દોટ દીધી. અઝીજાન પાછળ આખી નિસરણી પર લડવૈયા ચઢ્યા હતા. ભાગેલી દીવાલ પરથી કાંગરા પાછળની તોપ પર કૂદી પડવા, અઝીજાને કછોટો ભીડ્યો. કાનપુરની આઝાદ ફોજે એને એક પળવાર ઊભેલી દેખી. બીજી પળે એક ગોળી સૂસવતો ઊછળ્યો. બીજી પળે કલ્પનાની બનેલી હોય એવી

અઝીઝાન હતી નહિ. અઝીઝાન કૂદી પડી હતી? અઝીઝાન હવામાં ઊડી હતી? શી ખબર?

પણ નિસરણી પર ટેકવાઈ રહેલી હરોળ પાછી ઊતરી પડી નહિ. જ્યાંથી અઝીઝાન ઊડી હતી ત્યાં જવા આખી સીડી ઉતાવળી થઈ. એક પાછળ બીજો લડવૈયો અંગ્રેજી તોપ પર કૂદ્યો, ને તોપ બંધ થતી હતી; તોપના તોપચીઓ ખતમ થઈ ગયા હતા.

પણ થોડીવારે એ જ કાંગરા પાછળથી બીજી બે તોપો ગરાડી ઊઠી. આગળ વધતી પાછલી ટુકડી ખાઈ ઓળંગીને પેલી નિસરણી પાસે આવી પહોંચી હતી તે ઘેરાઈ ગઈ, ને અંદરના મારા નીચે વીંધાઈને પડવા લાગી. અંદરથી પોતાની ટુકડી લઈને અંગ્રેજ વીર જેનકીનસ બહાર પડ્યો. જોતજોતામાં આખી આઝાદ ટુકડી ખતમ થઈ ગઈ હતી, ને એક પળવાર કૅપ્ટન જેનકીનસ લગામ ખેંચીને મગરૂર ઊભો હતો. પણ એના પગ પાસે મરેલાની જેમ પડેલો એક જણ એ અંગ્રેજ બહાદુરના ઘોડાના પાવડાને ટેકવી છલંગ મારી જેનકીનસની પીઠ પાછળ ચોંટી ગયો, અને અંગ્રેજ વીર જેનકીનસનું ગળું કોચાઈ ગયું.

પછી એ દિવસની સમી સાંજે કાનપુરના કિલ્લાના અંગ્રેજ ગઢવીઓની આશા ભાંગી ગઈ. જૂનના ૨૫મા દિવસે કાનપુરના કિલ્લા પર ધોળો વાવટો ચઢ્યો. એ વાવટો ચઢતાં નાનાએ કિલ્લા પરના મારાને બંધ કરાવ્યો. અને ચિઠ્ઠી લઈને એક અંગ્રેજ કેદી બાઈને કિલ્લામાં મોકલી.

અને જનરલ વીલરે કૅપ્ટનસ્કેરીમુર, વાઈટીંગ અને નાનાસાહેબ સાથે વાટાઘાટ કરવાનો હુકમ કર્યો. ત્રણે જણ કિલ્લાની દીવાલની બહાર આવ્યા. ત્રણેને નાનાસાહેબ તરફથી અઝીમુલ્લાખાન અને જ્વાલાપ્રસાદ આવી મળ્યા. સમાધાનની શરતોમાં અંગ્રેજોએ શરણે આવવાની, કિલ્લો બધા દારૂગોળા અને તોપો સાથે સોંપી

દેવાની અને બદલામાં જીવતાં રહ્યાં હોય તેટલાં અંગ્રેજોને અલ્હાબાદ પહોંચવા પૂરતી વાટ ખરચી આપી વિદાય કરવાની નક્કી થઈ.

રાતના નાનાસાહેબે કિલ્લાનો કબજો લીધો અને વહેલી સવારે કાનપુરને કિનારે ચાલીસ હોડીઓ અંગ્રેજોને લઈ જવા તૈયાર ઊભી હતી. અંદર અંગ્રેજ નરનારીઓ ગોઠવાતાં હતાં. માછીઓ સઢ ખેંચતા હતા.

ગંગાનો કિનારો વહેલી સવારથી કાનપુરી લોકોથી ભરાઈ ગયો હતો. તેની અંદર અલ્હાબાદ ને બનારસમાં નીલ દ્વારા જીવતા સળગાવાતાઓની તાપણીઓ દેખાતા, ડાળીએથી લટકતાં શબ દેખતા, તારાજ થઈ જતાં ગામડાં દેખતા, કાનપુરમાં આવી પહોંચેલા અનેક લોકો હતા. કોઈએ દીકરો ગુમાવ્યો હતો, કોઈએ બાપ ગુમાવ્યો હતો, કોઈએ સ્ત્રી કે બહેન ગુમાવી હતી, કોઈએ મા કે દીકરી ગુમાવી હતી.

એવા અનેકની આંખો કાનપુરના કિનારા પરની ચાલીસ હોડીઓ પર કતરાતી હતી. એવા અનેકની નજરમાંથી ઝરતી વેરની આગ એ ચાલીસ હોડકાં પર તતડતી હતી. એવા અનેકનાં આયુધો, એવા અનેકનાં હાડપર કૂદી ઊઠયાં હતાં. એવા અનેક, નાનાની આ ઉદારતા પર ભયાનક હસતા હતા.

"આ જુલમગારોની ઓલાદ નાનાની સગાઈવાળી હોય તો ભલે, હિન્દને એની સાથે સગાઈ નથી, આ અંગ્રેજી સાપોલિયાંને આપણી ધરતી પર જીવતાં છોડવાની જરૂર નથી." કિનારા પર ઉશ્કેરાટ ઊઠતા હતા.

"પણ નાનો ક્યાં માને છે ?"

"નાનો ક્યાં માને છે ? કારણ કે, નાનાએ ધાવતાં મોઢાંમાં કપાઈ જતા સ્તન દેખ્યા નથી, ચિરાઈ જતાં પેટનાં ઊછળતાં કમાડ

ભાળ્યાં નથી, લટકી પડતાં આંતરડાં દીઠાં નથી, ડાળીઓનાં શબના ડબકી પડતા પ્રાળા દેખ્યા નથી, ચામડીના ઢગલા, માંસના સળગતા લોચા, ને ગામનાં ગામની રાખના ઢગલા, નજરોનજર દીઠા નથી, આપણે દેખ્યા છે."

"મારા એકના એકને એના પારણામાં જ સળગાવી માર્યો છે." એક જણે ચીસ પાડી, ખંજરવાળો હાથ હવામાં ઊંચક્યો.

"ને મારી દીકરીનો ચોટલો સળગતો મેં આ આંખે ભાળ્યો છે." બીજે છેડે બૂમ બરાડી.

એક ચિત્કાર કિનારાની ભેખડ જેવો, કિનારા પરથી ગબડતો હતો. ખેંચાયેલાં સડ મૂંજતા હતા, હલેસતા હાથ અટકી ગયા હતા. અંગ્રેજ નરનારીઓ હોડીમાં ગોઠણભર ઊભાં થઈ ગયાં હતાં. કિનારા પરથી કતલ કકડતી હતી. સતિચોડા ઘાટ તરફ કટક દોડતું હતું. રાતી જૂનનો સૂરજ આસ્તેથી ઊગતો હતો.

ઘાટની નજીકના દેવળની અગાસી પર અઝીમખાન, બાલા સાહેબ અને તાતિયો ટોપ ઊભા હતા.

અને ત્યારે ચાલીસ હોડીઓ ચાલવા માંડ્યા પછી એક ખાસ હોડીમાં જનરલ વીલર એના કુટુંબ સાથે બેસવા પાલખીમાંથી ઊતરતો હતો. એની સાથે કર્નલ ઍવર્ટ પણ ઘવાયેલો હોડીમાં બેસવા ઊતરતો હતો. કર્નલને વળાવવા આવેલા એક દેશી સિપાઈનો એણે ઊતરવા માટે હાથનો ટેકો માગ્યો. સિપાઈએ અંગ્રેજ જુલમગારને હાથ આપવાની ના પાડી, તરવાર ધરીને કહ્યું, "કાં કર્નલ, આ પરેડ કેવીક ગમે છે!"

"અલ્હાબાદમાં પણ નીલ, નીગરોને પરેડ કરાવે છે." અને ટેકા માટે ધરેલી તરવારનું મ્યાન સરી પડયું, કર્નલ ઍવર્ટના શરીરના કટકા થઈ ગયા. ઍવર્ટની પાસે જ ઊભેલી સ્ત્રીએ ચિત્કાર કર્યો. એનો ચિત્કાર શમાવવા એક બીજો સૈનિક દોડતો આવતો હતો,

અને બીજાને પહેલો લોહી ટપકતી તરવાર ધરી અટકાવતો કહેતો હતો, " ઓરતકો મત મારો."

" મગર ઓરત અંગ્રેજી હય " બોલતા બીજાએ પહેલા ઉપર થઈને અંગ્રેજ ઓરત પર તરવાર ફેંકી, અને અંગ્રેજી ઓરત સરડાઈ પડી, ત્યારે ચાલીસ હોડીઓના ચિત્કાર પણ જીવતા જનરલ વીલરના કાનને વીંધતા હતા.

ગોડા ઘાટના દેવળ પરથી વિકરાળ ટોળાંઓને રોકાઈ જવા તાતિયો ટોપ અને અઝીમખાન હાથ વીંઝતા હતા પણ ભડભડાટ બળતા વેરની અગ્નિ ઝાળો દોડતી અટકાતી નહોતી. ટોળાઓમાં હથિયાર બંધ સૈનિકો પણ ધીમે ધીમે ભળતા હતા અને કિકિયારી કરતા દોડતા હતા. બધું બેસાડી દે એવી ભયાનક ત્રાડો કિનારા પરથી નદીની વચમાંની હોડીઓ તરફ ધસતી હતી.

ધસતાં ધીંગાણાંની હરોળોની ભેખડો જાણે ભયાનક બનીને, કોઈ હાથમાં તરવાર વીંઝતી, કોઈ મોઢામાં રિવોલ્વર ચાવતી, કોઈ દાંતની ખંજર કચડતી પાણીમાં પડતી હતી. હોડીઓમાંના માછીઓ પાણીમાં કૂદી પડતા હતા. ચાલીસ હોડીઓ ચીસો પાડતી હતી.

ગંગાનાં પાણી પર લોહી ઘૂઘવતાં હતાં. તરવાર પર છોળ ઊછળતાં હતાં, ગંગાનાં પાણી પર અંગ્રેજ શરીરો કૂદી પડતાં હતાં, હોડીમાં જ ખંજર ખાઈને, તરવાર ખાઈને, ગોળી ખાઈને અંગ્રેજ શરીરો ઢળી પડતાં હતાં. ગંગાનાં પાણી પર કોઈ અંગ્રેજી લોહીની છારી પર તરતાં હતાં, કોઈ પોતાના શોણિતને ટપકી પડતું દેખાતા શબ્ની જતાં હતાં. ગંગાનાં પાણીમાં અંગ્રેજ શોણિત, અંગ્રેજ માસિકીએ રચેલો જલવિહાર કરતું જંપતું હતું, જંપતા અંગ્રેજી જીવનનાં ઝોલાં પર સળગતી હોડીઓના ભડકા નાચતા હતા.

* * *

"તમારા દત્તક દામોદરને લઈને, પેન્શન સ્વીકારી લો." એવો અંગ્રેજ માલિકીના અંગ્રેજી દલાલનો હુકમ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ પર આવ્યો હતો.

અને "મેરી ઝાંસી નહિ દુંગી" બોલતી નાના સાહેબની બ્રહ્માવર્તની ચમેલી–લક્ષ્મીના હાથમાંથી ઝાંસીનું રાજ અંગ્રેજ જુલમગારે લૂંટી લીધું હતું. અને ઝાંસીના રાજ પર અંગ્રેજ જાલિમની લોખંડી એડ રાજ કરતી હતી.

પણ લક્ષ્મી ત્યારની જંપી નહોતી. ઝાંસીની લક્ષ્મીબાઈ ત્યારની સળગતી હતી. ત્યારનો લક્ષ્મીબાઈનો એક લક્ષ્મણરાવ નામનો સાથીદાર ઝાંસીમાં મુકામ નાખીને પડ્યો હતો, અને આઝાદીના પહેલા સંગ્રામના તાર ઝાંસીમાં ગૂંથતો હતો. રસાલદાર કલાખાન, અને તહેસીલદાર મહમદહુસેન પણ આ ઉઠાવના અંકોડામાં સામેલ થયા હતા.

જૂનની ૪થીએ ઝાંસી ઊઠયું. ઝાંસીનો નગર કિલ્લો બળવાના હાથમાં આવ્યો; બીજા કિલ્લામાં અંગ્રેજ બહાદુરો ભરાઈ બેઠા હતા.

જૂનની ૭મી તારીખે કલાખાન અને મહમદહુસેન અંગ્રેજ કિલ્લા પર ચઢ્યા ને કિલ્લાનો કબજો લીધો. અંગ્રેજ બહાદુરો કેદ પકડાયા, અંગ્રેજી ગઢ પરથી યુનિયન જેક ઊખડી પડ્યો ને આઝાદીનો લીલો ઝંડો ફરકતો થયો.

પછી ઝાંસીના રાજમાર્ગ પરથી સરઘસ નીકળ્યું. સરઘસની આગળ બ્યુગલો વાગતાં હતાં, નોબતો ગગડતી હતી. તરત જ પાછળ આઝાદ સૈનિકોની હરોળની વચમાં અંગ્રેજ કેદીઓ નીચે મોઢે ચાલતા હતા. પાછળ આઝાદ ફોજના ઘોડા કૂદતા હતા, પગપાળી કતારોનાં આયુધો ચમકતાં હતાં. બરાબર વચમાં ખુલ્લી અંબાડી પર આયુધ સજેલી, આગ નીંગળતી, પ્રતાપ ને પ્રભાવની જીવતી પ્રતિમા જેવી

બાવીસ વરસની જોબનવંતી લક્ષ્મી બેઠી હતી. ઝાંસીનાં નરનારીઓ, ઝાંસીનાં યુવાનયુવતીઓ, ઝાંસીનાં બાળકબાળકીઓ, ઝાંસીની જનતા, એની લાડકી લક્ષ્મીને પેટ ભરીને જોતાં હતાં. અને ત્યારે એ દેખાવની આગળ એક અઠવાડિયા પહેલાંના અંગ્રેજ માલિકો, હિંદી જનતાના જુલમીઓ તરીકે, હિંદ માટીના અત્યાચારીઓ તરીકે, હિંદી કોમના હીરને ભેળવવા આવેલા અપરાધીઓ તરીકે, આગળ ચાલતા હતા.

અને પછી અંગ્રેજ માલિકીની હેવાનિયતની નોકરશાહી બનીને હિંદ પરની એ જાલિમ જમાતના કેદીઓને એક દિવસે લક્ષ્મીનો ન્યાય વાંચી સંભળાવવામાં આવ્યો. અને બીજે દિવસે, ઝાંસીના કારાગારની બહાર, કેદીઓની હરોળને...નર, નારી અને બાળકોની અંગ્રેજી હરોળોને...વીંધી નાખવામાં આવી ત્યારે, અંગ્રેજ માલિકીના અત્યાચારી અમલના હાથા બનેલા સત્તાવીસ અંગ્રેજ પુરુષો, બાર અંગ્રેજ બાઈઓ અને તેવીસ અંગ્રેજ બાળકોનું લોહી, ઝાંસીના કારાગાર પાસે વહી ગયું.

## ૨૫

# અલ્હાબાદથી કાનપુર

**અ**લ્હાબાદ પર ઓતરાયલાં ખૂન પર અલ્હાબાદમાં નીલ ખડગો હતો. કલકત્તાથી કેનીંગ આવીને નીલની પીઠ થાબડી ગયો હતો. અલ્હાબાદથી નીલ કાનપુરમાં કત્લેઆમ કરવા નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં, અંગ્રેજ મહાસેનાનીનો સંદેશો આવ્યો, " હેવલોક આવી પહોંચે છે, કાનપુર પર ચઢવાની સરદારી હેવલોકને સુપરત કરો."

પર્શિયા સાથેની અંગ્રેજી લડાઈ પૂરી થઈ હતી અને ત્યાં જાણીતો થયેલો હેવલોક સરદારી સંભાળવા આવી પહોંચ્યો હતો.

" અલ્હાબાદનો મહાસંહાર મેં કર્યો છે, અલ્હાબાદમાં અંગ્રેજી હકૂમત મેં સ્થાપી છે ને હેવલોકને સરદારી સુપરત......! " નીલ ધૂંધવાતો હતો.

પણ ધરણુ વખતે સાપ નહિ કાઢવા નીલ આ અપમાન ગળી જતો હતો અને પોતે તૈયાર કરેલી કતારની સરદારી હેવલોકને

સોંપતો હતો.

અને હેવલૉકને અલ્લાહાબાદમાં જ સમાચાર સાંપડતા હતા:

"કિલ્લો પડયો. સર હગ વ્હિલર, અને એકેએક અંગ્રેજી ઓલાદ નાનાની તરવાર પર વીંધાઈ ગઈ છે."

હેવલૉકને પગથી માથા સુધી ઝાળ ચઢી ને એણે એની ફોજને કાનપુર તરફ ઉતાવળી હાંકી. રસ્તામાં હેવલૉકે એના સાથીદાર મેજર રૅનોલ્ડને ફતેહગઢ પર દોડાવ્યો. રૅનોડે ફતેહગઢ પર ઉતાવળી તોપ ગોઠવી, ઉતાવળી તાક માંડી, ઉતાવળો અગ્નિ ચાંપ્યો, અને લોહિયાળ ફતેહગઢની ઊંચે ચઢતી જ્વાળામાં એ પાછો હેવલૉકને જોડાઈ જવા ઉતાવળો કૂદ્યો.

૧૨મી જુલાઈએ ઉદાઈ ગયેલા ફતેહગઢના સમાચાર નાનાને મળ્યા. નાનાએ કાનપુરના સૈન્યની સરદારી લીધી ને ચઢી આવતા હેવલૉકને ખાળવા ઊપડી જવાની તૈયારી કરી.

ત્યારે એક અંગ્રેજી જાસૂસ નાના પાસે હાજર થતો હતો, અને જાસૂસની પાસેથી પકડાયેલો કાગળ નાનો ભયાનક ભવાં ચઢાવી વાંચતો હતો.

"બીબીગઢની અંગ્રેજ બીબીઓ ને એમના મરદો મારી સામે જાસૂસી કરે છે, એમ ને?" નાનાએ બરાડો પાડયો. જાસૂસ ચૂપ રહ્યો.

"એને વીંધી નાખો......" જાસૂસને લઈને બે જણ ચાલ્યા ગયા અને પાછી નાનાએ બૂમ પાડી:

"ચાર ખાટકીઓને તાબડતોબ મોકલો." નાનાની આંખ અંગારા વેરતી હતી. સૌને ભયાનકતા સમજાઈ ગઈ હતી. નાનો બબડતો હતો, "ફતેહગઢ હલાલ થયું છે......ફતેહગઢ જીવતું સળગે છે, તો......બીબીગઢ પણ ગડબી જશે."

સમી સાંજના ચાર બાટકીઓ બીબીગઢના વિશાળ ખંડમાં પેઠા, અને અંધારા પછી પાછા આવ્યા ત્યારે બીબીગઢના ખંડનો ચિત્કાર શમી જતો હતો. ખંડમાં લોહી છબછબતાં હતાં. એકસો ને પચાસ અંગ્રેજ કેદી નરનારીઓ અને બાળકબાળકીઓ હલાલ થઈ ગયાં હતાં. હજુય થોડીક ચીસો, થોડા ઘુરઘુરાટ, થોડોક ઘરઘરો અવાજ બીબીગઢમાંથી બહાર આવતો હતો. હિન્દ સાથેનાં સો સો વરસના સગપણનો, અંગ્રેજ માલિકી હિસાબ લેતી દેતી હતી.

અને તે રાતના નાનાએ તાતિયા ટોપ સાથે પાંડુ નદી પર હેવલૉકને ભીડવવા ઘોડા પલાણ્યા, ને ઉપાડયા. જુલાઈના તેરમા દિવસે પાંડુ નદીનાં પાદર પર બંને ફોજનો ભેટો થયો.

હેવલૉકના હાઈલેન્ડર્સ ને નાનાના ચુનંદા ભડવીરો ઝૂઝ્યા; તાતિયો ટોપ અને નાનો લોહી નીગળતા ઘૂમતા રહ્યા; પણ વિશાળ અંગ્રેજી હરોળો જીતતી હતી, અંગ્રેજ તોપો જીતી હતી. નાના સાહેબ ને તાતિયો, બધી તોપો અને શમના ઢગ છોડીને બહાવર્ત તરફ પોતાની બચેલી ટુકડીઓ લઈને નાસતા હતા.

વિજયી હેવલૉકે ૧૭મી જુલાઈએ કાનપુરમાં પગ મૂક્યો. કાનપુરની દરેક શેરીએ, અંગ્રેજ શયતાનનું લોહી રેડીને સ્વાગત કર્યું. અને કાનપુર, પ્રાણ વિનાના શરીર જેવું, છેવટે પડ્યું.

પડેલા કાનપુર પર હેવલૉકે બરાબર સંગીન ગોઠવી. વીણીવીણીને માંચડાનાં તોરણ પર સેંકડો લટકાયા, વીણીવીણીને તરવારની ધાર પર અનેક દેવાયા. પછી, હેવલૉકના શિકારી શૂરવીરો છુટ્ટા મૂકાયા. કાનપુરનાં નરનારીઓ છેદાયાં, કાનપુરનાં બાળકબાળકીઓ ચિરાયાં. નીલ, હેવલૉકની હેવાનિયત પાસે ઢીંગુજી દેખાયો. હેવલૉકે કાનપુરના અંગેઅંગ પર હત્યાકાંડ ગોઠવી દીધો.

પણ આખો અયોધ્યા મધપૂડાની જેમ ઊડી ઊઠયો હતો.

લખનૌ પર અંગ્રેજી મોત એકઠું થતું હતું. અહમદશાહ મોલવીની ફાંસીઓલી પર પહેરા ગોઠવાયા હતા, સર હેન્રી લોરેન્સ ઉપરતળે થતો હતો.

અને હેવલૉક એની હરોળોને સંબોધતો બરાડતો હતો,

"આપણે એક એવી છલંગ મારશું કે ગંગા કુદાઈ જશે. આપણે એક જ ઉછાળો મારશું ને લખનૌ રહેંસાઈ પડશે. પછી દિલ્હી, દેખાશે ત્યાં જ પડ્યું સમજજો......આપણો વિજય છે, વિજય છે......"

અને હેવલૉક બે હજાર ગોરા, દશ તોપો અને બીજા વફાદાર કુત્તાઓ લઈને જુલાઈના ૨૫મા દિવસે ગંગાનાં પાણી પરથી છલંગ દઈ લખનૌ પહોંચી જવા નીકળતો હતો.

## ફાંસીના માંચડા પરથી.......*

સર હેન્રી લૉરેન્સે અયોધ્યા પ્રાંતના પાટનગર લખનૌમાં મોટો દરબાર ભર્યો; જમીનદારોને નવા હક્કો આપ્યા, અફસરોને નજરાણું આપ્યાં, ને મિજબાની પૂરી થયા પછી સૌને અંગ્રેજી શિષ્ટાચાર પર, અંગ્રેજી વિવેક પર, ન્યાય પર અને હિંદીઓએ રાખવા જેવી અંગ્રેજ તરફની વફાદારી પર ભાષણ આપ્યું. એને બધું ઠીક થઈ જશે, અને લખનૌ તો ઊઠશે જ નહિ એમ બડીબર લાગ્યું.

તોયે ઉઠાવનો કોઈ પણ ઇશારો શોધી કાઢવા એણે જાસૂસોની જાળ ગોઠવી અને ઉઠાવનો સામનો કરવા સર હેન્રી લૉરેન્સે લખનૌ પાસે બે સ્થળો અંગ્રેજી રક્ષણ માટે સજવા માંડયાં. એક મશીભવન અને બીજું રેસીડેન્સી. બંને સ્થળ પર અંગ્રેજી ચોકિયાતો ફરતા થયા, બંનેને ફરતી ખાઈઓ ખોદાઈ, તોપો ગોઠવાઈ. બંનેમાંના એકેએક કર્મચારીને કવાયત, શિસ્ત ને રાઈફલનો ઉપયોગ શિખવાયાં. આખા આઉધ ઇલાકાનો સર હેન્રી લૉરેન્સ વડો અધિકારી હતો, અને નેપાલના અંગ્રેજી બાંધિયા જંગબહાદુરનો ભાઈબંધ થતો હતો.

સર હેન્રી લૉરેન્સે જંગબહાદુર જોગ અંગ્રેજી અધિકાર પર ઘેરાતી આફતમાં કાગળ લખ્યો ને—એ અંગ્રેજ કુત્તાને—નેપાલી લશ્કર સાથે અયોધ્યા પર ઊતરી આવવા આમંત્રણ મોકલ્યું.

અને પછી સર હેન્રી લખનૌની નાડ ઝાલીને જાસૂસી જાળના હવામાની સમાચારો સાંભળતો થડકતો બેસતો હતો. મેના છેલ્લા અઠવાડિયામાં તો એ દરરોજ સાંભળતો કે આજે જ લખનૌ ઊઠે છે, અને એ રોજ ઝાંખી જતો, તડામાર તૈયારી રાખતો પણ લખનૌ ઊઠતું નહિ ને એ અંગ્રેજ મોડી રાતે પાસું વાળતો.

"આજે તો ઊઠે જ છે, નામદાર." મેના ૩૦મા દિવસે સવારમાં એને સમાચાર સાંપડયા કે લખનૌ ઊઠે છે, રાતના નવ વાગે બરાબર

મેના ૩૦મા દિવસની રાતના ૯ના ટકોરા પૂરા થયા ને અંગ્રેજ આડતિયો પગ પર પગ ચઢાવી હોકલીનો ગોટો ફૂંકતો, હસતો હતો, "તમારા લોક સમયસર નથી લાગતા......"

ને જવાબમાં હોય તેમ એના અંગ્રેજી આવાસની બારીમાંથી ઝબકારો ઝબક્યો ને તોપનો અવાજ થયો. સર લૉરેન્સ કૂદી ઊડ્યો અને પાર પામી ગયો, "લખનૌ ઊઠ્યું હતું."

કાન ફોડી નાખે તેવી કિકિયારી, ધૂમાડાના ગોટાઓમાંથી ઝગકતી આગ, અને બળવાના પડછાયાની હરોળો જોતજોતામાં અયોધ્યાના પાટનગર પર ફરતી થઈ ગઈ.

લેફ્ટેનન્ટ ગ્રાન્ટ એક સાદડી નીચે સંતાયો હતો ત્યાંથી ઘસડાયો ને વેરાયો. લેફ્ટેનન્ટ હાર્ડિંજ એના ગોરા ઘોડેસવારો સાથે કેન્ટોન્મેન્ટને નાકે ઊભો હતો ત્યાં જ કપાયો અને કેન્ટોન્મેન્ટ પર આગ ફરી વળી. બ્રીગેડિયર હૅન્ડસકૉમ્બ વીંધાઈને પડ્યો.

પણ આજ સુધી સર લૉરેન્સે તૈયારી કરી રાખી હતી. એણે એ તૈયાર ગોરી ને ઘેરી ફોજ સાથે બળવાખોરો પર દોટ દીધી, પણ લખનૌના રોષ સામે અથડાઈને જીવ લઈને ભાગ્યો અને મચ્છીભવનમાં ભરાયો. લખનૌએ, એમ સુરક્ષિત ભરાઈ બેઠેલા અંગ્રેજ નેતા લૉરેન્સને બેઠા રહેવા દઈ, અયોધ્યા પ્રાંતનાં બીજાં મથકો બળવો કરીને કુમકી ટુકડીઓ રવાના કરે તેની રાહ જોવાનું ઠીક ધાર્યું. લખનૌ પર બે વાવટા ઊડી રહ્યા. મચ્છીભવન પર અંગ્રેજ જેક ફરકતો હતો, લખનૌના બીજા ભાગ પર આઝાદીનો લીલો ઝંડો ઊડતો હતો. બંને જીવટની અથડામણનાં માપ લેતા હતા.

અને સીતાપુર જૂનના ત્રીજા દિવસે ઊઠ્યું. સીતાપુરે તિજોરીનો કબજો લીધો. ચીફ કમિશનરના ઘરને ધૂળ ભેગું કરી નાખ્યું, કર્નલ

બર્ચ અને લેફ્ટેનન્ટ ગ્રેબ્ઝને વીંધી નાખ્યા. નદી તરફ રસાલા સાથે દોડી જતાં કમિશનરનો રસાલો રગદોળાઈ ગયો. કમિશનર એની સ્ત્રી અને બાળકો સાથે બળવાની ધાર નીચે ઢળી ગયો. થોર્નહીલ અને એની સ્ત્રી પણ વીંધાયેલાં મરતાં હતાં, સીતાપુરથી ઊપડેલાં ઘોડાં ફરૂકાબાદ પહોંચ્યાં ને ફરૂકાબાદની અંગ્રેજી ભુંજાકની કતલ થઈ ગઈ.

પછી મહમદીએ માથું ઊંચક્યું. મીથુલીના રાજાને આંગણે અંગ્રેજ કુટુંબોને વળાવી અંગ્રેજ મરદો મહમદીના કિલ્લામાં ભરાયા, પણ ત્યાંથી પાછા ભાગ્યા, અને આઠ લેફ્ટેનન્ટ, ચાર કૅપ્ટન અને બીજા અફસરોને અયોધ્યાની ધરતી ગળી ગઈ.

બારહીચ જિલ્લો પણ સળગી ઊઠ્યો હતો. એ જિલ્લાના ચાર અંગ્રેજી ધામ, સીકરોરા, ગોંડા, બારહીચ, અને મીલ્લપોર પર આફત ઊતરી. અંગ્રેજી કાપણીમાંથી છટકી ગયા તે બાલારામપુરના રાજાને ઘેર જઈ ભરાયા.

સીકરોરા અને ગોંડાના અંગ્રેજ મહાશયો તો સીધા હોડીમાં બેસીને બળવા પહેલાં જ ભાગવા માંડ્યા હતા, પણ બળવાની આગના ઘોડાપૂરે તેમને અધવચ આવરી લીધા અને શમાવી દીધા.

પણ પૂર્વ આકાશમાં ફૈઝાબાદ અગત્યનું નગર હતું. એ જ નગરમાં મોલવી અહમદશાહ અંગ્રેજી કારાગારની ફાંસીખોલીમાં દરેક પળે રોપાનારો માંચડો દેખતો આંટા દેતો હતો, અને ફૈઝાબાદનો કમિશનર ઘેરાતાં વાદળાની ઘનઘોર ઘટામાં એના મહાલયમાં ઊંચોનીચો થયા કરતો હતો, અને એના હાથ નીચેના ત્રણ વિભાગોને વારાફરતી બોલાવ્યા કરતો હતો, "સુલતાનપુર, સાલોની, અને ફૈઝાબાદ."

"કમિશનર ગોલ્ડની!" બોલતો ઉતાવળો લેનોક્સ એક છલંગે સીડી ચઢી જતો, કમિશનરના ખંડનાં કમાડ ઠોકી રહ્યો.

"કાં, કાં, કંઈ નવીન...!" ગોલ્ડનીના હોઠ ફફડયા.

"મોલવીને એકદમ ટીંગાવી દઈએ, ફૈજાબાદ ઊડશે જ અને ત્યારે એ..."

"માલૂમ પડ્યું, એ કોણ છે તે!"

"ઓલિયો નથી, મોલવી થઈને આપણા ઉપર મોત રચતો ફર્યો છે ને છૂટશે તો......કોઈ તાલુકદાર છે."

"મને ય એ જ ભય છે......પણ......એની તાલુકદારી પાછી દઈએ તો......"

"આપણો પોલીસ વડો કહે છે કે એ તાલુકદાર નથી રહ્યો, એ તો કહે છે કે મારો તાલુકો આખો હિન્દ ને મારી જાત ફકીર. એ મહાન છે, એનું સ્થાન માંચડા પર જ છે."

"તો મારી રજાની જરૂર નથી. એના સ્થાન પર એને......"

અને કર્નલ લેનોક્સ સીડી ઊતરી પડયો. ફૈજાબાદની ફાંસીબારી પાસે મોલવી અહમદશાહ માટે માંચડો બંધાઈ રહ્યો

કારણ કે એ હિન્દી હતો, કારણ કે એણે આઝાદીનો ભેખ લીધો હતો. ગુલામીને એ ધિક્કારતો હતો, ને બળવો પૂકારતો હતો.

પણ ફૈજાબાદની સંગ્રામસમિતિ મોલવી પર આંખ રાખીને બેઠી હતી. ફૈજાબાદની બળવા કમિટિએ મોલવીને માંચડા પરથી ઉતારવાનો ઠરાવ કર્યો હતો.

અને કર્નલ લેનોક્સે એના ખાસ કેદી મોલવીને મોં મલકાવી કહ્યું, "હવે તમારી ફકીરીની પળો ગણાય તે......કંઈ ઇચ્છા!"

મોલવી, લેનોક્સના કપાળમાં ખડખડાડ હસી પડયો, ને બોલ્યો,

" અંગ્રેજી અમીરીની પણ પળો જ ગણાય છે......પણ આપણે પી લઈએ, એક સાથે......" ફાંસીના માંચડા નીચેથી મોલવી અહમદ કુચ્છા બોલતો હતો.

" શું ! "

" તમે હોકલી ચેતાવો, મને હુક્કો સળગાવી અપાવો....આપણે ફૂંકીએ, સામસામા ને પળો ભલે ગણાતી."

કર્નલ લેનોક્સ આ ફિતૂરી પર અહોભાવથી વંતિયો બનીને જોઈ રહ્યો.

અને બીજી જ પળે ફૈઝાબાદપર ગુબારો ગબડતો હતો. હર હર ને દીન દીનનો રણભેરી ફૈઝાબાદ પર દોડતો હતો. કર્નલ લેનોક્સ એના વફાદારોને હાકલ કરવા લાગતો હતો. ફાંસીખોલીના સળિયામાંથી મોલવી અહમદશાહ ફૈઝાબાદની અગ્નિ ઝાળ દેખતો હતો.

ફૈઝાબાદનો બળવા–નાયક દુલીપસીંગ મોલવીને છોડવા જનતાનાં જોમ સાથે ઊછળાતો કારાગાર પર પહોંચતો હતો. કારાગાર ખૂલતું હતું, મોલવીની જંજીરો તૂટતી હતી. મોલવી આખો ઊંચકાઈ ગયો હતો. જનતાનાં જંગી મોજાંપર મોલવીના ઝીન્દાબાદ જોર કરતા, અંગ્રેજ શયતાનિયતના કપાળમાં વાગતા હતા.

કર્નલ લેનોક્સ કેદ પકડાયો હતો. તે જ રાતે આઝાદ ફોજે મોલવી અહમદશાહને ફૈઝાબાદના સેનાની તરીકે સ્વીકાર્યો હતો.

આઝાદ ફોજના સેનાની ફકીરે રાતોરાત અંગ્રેજ સેનાની લેનોક્સને બોલાવી મગાવ્યો.

" આ લોકોએ ઉતાવળ કરી અને મને હુક્કો પીવાનો વખત જ ન રહ્યો." ખડખડાટ હસતા ફકીરે અંગ્રેજ કેદીને હોકલી ધરી, " મને માંચડા પર ચઢાવતા પહેલાં હુક્કો પીવાની રજા માટે હું આપનો

ઘણો આભારી છું."

પછી મહાન મોલવીએ અંગ્રેજ શયતાનિયતના બચેલા કર્મચારીઓને ગોગ્રા નદી પર એક હોડી અપાવીને જીવતા જવા દીધા અને મરેલા પડેલા, કમિશ્નર ગોલ્ડનીને, લેફ્ટેનન્ટ થોમસને, રીશીને, મીલને, ઍડવર્ડને તથા કયુરીને માનભેર દફનાવી દીધા.

પછી અહમદશાહ મોલવીએ ચારેકોર કબજો લેવા ટુકડીઓ રવાના કરી, અને લખનૌની આઝાદ ટુકડીઓને કહાવ્યું કે પોતે આવી પહોંચે છે.

ત્યારે લખનૌમાં જૂનનો બારમો દિવસ બેઠો હતો. જૂનના બાર દિવસમાં આખો અયોધ્યા પ્રાંત આઝાદ થઈ ગયો હતો. મશીભવન ખાલીકરીને સર હેન્રી લોરેન્સ રેસિડેન્સીના વિશાળ ગઢમાં ભરાયો હતો. આઝાદ ફોજે રેસિડેન્સીને ઘેરો ઘાલ્યો હતો અને રેસિડેન્સીમાંથી અંગ્રેજી તોપો અખંડ અગ્નિ વરસાવતી હતી.

અને આઝાદ ફોજની કુમકે મહાન અહમદશાહ મોલવી લખનૌ તરફ દોડતે ઘોડે કૂચ કરતો આવતો હતો.

# કાનપુરથી લખનૌ

જુલાઈની ૨૦મીએ લખનૌમાં જેહાદી તાંડવ અંગ્રેજી કિલ્લાપર ઝઝૂમતું હતું, અને સર હેન્રી લોરેન્સ મરતો હતો.

"ચલો. બહાદુરો ચલો." એક જણ હાથમાં લીલો ઝંડો ફરકાવતો આગળ દોડતો હતો. અંગ્રેજી તોપોમાંથી વરસતી ઝડીઓ નીચે હસતો ધસતો હતો.

કોઈએ 'ક્યાં' પૂછ્યું નહિ. સૌ સમજ્યા હતા, એને જેહાદનો નશો ચઢ્યો હતો. "એ આ ગયો, પેલો જાય......" સૌ જોઈ રહ્યા હતા. એણે જઈને અંગ્રેજી બખોલમાં ડાયનેમાઈટ ચાંપ્યો ને એ ચમક્યા વિના અંગ્રેજી તોપ પર હાથમાંનો લીલો ઝંડો રોપી રહ્યો. એક પળ એના પર સળગી ઊઠી, બીજી પળે એ એનો ઝંડો લઈ અદ્ધર ઊડતો હતો.

એણે ઊડી જઈને માર્ગ બતાવ્યો હતો. એના મરણના માર્ગે ટુકડીઓ દોડી. અંગ્રેજ કિલ્લાની ખાઈમાં સીડીઓ ગોઠવાઈ. સીડી પરની હાર ચઢતી હતી ને ઊડતી હતી; પણ સીડી ખાલી હતી નહિ.

એના માર્ગે એ ગયા અને અંગ્રેજી વાસના કિલ્લાની આસપાસ સાડત્રીસ ડાયેનેમાઈટ ફોડી આવ્યા. એણે માર્ગ બતાવ્યો અને એના માર્ગે જનારા અટક્યા નહિ. અંગ્રેજી હકૂમતના પગ નીચેની ધરતી દરેક પળે સરતી હતી, અને રાત પડતી હતી. અંગ્રેજી આવાસ પર દીવા ટગમગતા હતા, અને બાજુ લડાઈ સંકેલી આરામ કરવા જતી હતી, ત્યારે એને એકલાને ચેન પડતું નહોતું.

એ ચૂપચાપ ચાલ્યો ગયો. એણે અંગ્રેજી ખાઈ ઓળંગી. પીઠ પાછળ લટકતી બંદૂકને સમાલતો, કેડ પર ભરાવેલું ખંજર ન ખખડે તેનું ધ્યાન રાખતો, રાતના કાળમીંઢ ઓળા જેવો, ડાયનેમાઈટ દોરેલાં ગામડાંમાં આંખો ચમકાવતો ફરતો હતો.

ત્યારે સર હેન્રી લૉરેન્સની પદવી પર આઉધના ચીફ કમિશનર તરીકે આવેલો મેજર બૅન્ક્સ ખુવારીના આંકડા માંડતો ટહેલતો હતો.

ત્યારે પેલા પડછાયાએ તાક માંડી અને મેજર બૅન્ક્સ ચીસ પાડીને ઘવાયેલો પડ્યો, ને એણે શાંતિથી એના ભરેલા બધા બાર પૂરા થાય ત્યાં સુધી દાગે રાખ્યું. અંગ્રેજી ઓળાઓ દોડી રહ્યા. એકે એના...કાળા સીસમ શરીરમાંથી લંબાયેલી બંદૂક દીઠી, એના શરીરમાંથી ટગમગતી આંખો દીઠી ને રાડ નાખી, "ઓથેલો..."

"ઓથેલો આવ્યો છે. ઓથેલો..." અંગ્રેજ છાવણીમાં બૂમ પડી.

અને ઓથેલો શાંતિથી સીડી ઊતરી જતો, અંગ્રેજી હોનારત પર હસતો, આઝાદ ફોજની ટાંપી રહેલી બિરાદરીને વાત કહેવા દોડી જતો હતો.

ઓથેલો સીદી હતો, આફ્રિકન હતો, જૂના નવાબનો એક મામૂલી નોકર હતો, અંગ્રેજી સેવાને સલામ કરીને આઝાદ ફોજમાં સામેલ થઈ ગયો હતો. એનું જૂનું નામ કોઈ જાણતું નહોતું, અંગ્રેજો એને મજાકમાં ઓથેલો કહેતા હતા. આજે ઓથેલો આબાદ તાક કરતો હતો, આજે ઓથેલાનું નામ અંગ્રેજી છાવણીમાં કંપ જન્માવતું હતું.

લખનૌના ઘેરામાં બીજો અંગ્રેજ કમિશનર પડ્યો અને બ્રિગેડિયર ઇંગ્લિશ અયોધ્યાનો કમિશનર બન્યો અને અંગ્રેજી કિલ્લાનો મુખ્ય ગદ્દી થયો.

ત્યારે એ નવા કમિશનરને દિલાસો દેતો અંગદ આવી પહોંચ્યો. અંગદ અંગ્રેજોનો જાસૂસ હતો. અંગદે સમાચાર આપ્યા કે, "કાનપુરથી હૅવલૉક સાહેબ નીકળી ચૂક્યા છે, ને દોડતે ઘોડે આવી પહોંચે છે, ટકી રહો."

ત્યારે જુલાઈનો ૨૫મો દિવસ ચાલતો હતો, અને અંગદ લખનૌ પર લડવાનો નકશો લઈને તાબડતોબ હેવલૉકની સામે જઈને મળવા ઊપડી ગયો હતો. અને આખી અંગ્રેજ વસ્તી કિલ્લાના કાંગરામાંથી હેવલૉકની ફોજની ઊડતી ધૂળ જોવા, હેવલૉકની તોપનો અવાજ સાંભળવા કાન માંડી ટમટમી રહી.

એક દિવસે એવી તોપોનો અવાજ દૂરથી સંભળાઈ રહ્યો, અને અંગ્રેજી કાનમાં ઊતરતો બોલી રહ્યો, "હું હેવલૉક પાસેથી બોલું છું."

પણ પછી તો, કાનપુરની અંગ્રેજ છાવણીની બેટરી પર ગોળા ગબડવા લાગ્યા. અંગ્રેજોનું જોહાનીસ હાઉસ ધમધમી ઊઠ્યું, અંગ્રેજની બેગમ ક્લબ ખખડી ઊઠી; ભૂલાં પડેલાં અંગ્રેજી કાળજાં ધમકતાં હતાં,

"આ તો, આઝાદ બોલે છે."

અને અંગ્રેજી દીવાલમાંથી ટુકડી કૂચ કરી શકે તેવું મોટું ગાબડું પડ્યું. ગાબડા વચ્ચે વફાદારો ને ગોરાઓનો ગુબારો ઓઢવનો કેપ્ટન સૉન્ડર્સ ઊભો હતો.

પાછો પેલો ભયાનક અવાજ આઝાદ ફોજની આગલી હરોળમાંથી ગુંજી ઊઠ્યો, "હર,......હર......હિન્દ, દીન......દીન" અને સૉન્ડર્સે દેશી લડવૈયાની દીવાલ તોડવા આઝાદ ફોજની આગલી પાંખ ઊડી. અંગ્રેજોની બધી તોપો બંધ પડી ગઈ. એકેએક આદમીએ ગાબડું પૂરવામાં પીઠ દીધી.

પહેલો ધસારો અંગ્રેજી તરવારો પર ફાચાયો, અંગ્રેજી પિસ્તોલોથી વીંધાયો ને પહેલા પાછળ બીજો ધસારો ધમધમી ઊઠ્યો. અંગ્રેજી જાલિમ દીવાલ પર બહાદુરો અથડાયા. અંગ્રેજી હરોળો પર આઝાદ શરીરો ઊછળી ઊછળીને ફૂટ્યાં. અંગ્રેજી કતારની જીવતી દીવાલ વીંધાવા લાગી. પણ રાત પડી ગઈ હતી, એટલે છેલ્લો હિસાબ ઊગતી ઉષામાં આંકવાનો રાખી, બંને બાજુની લડાઈ થંભી હતી.

મધરાતે અંગ્રેજી કિલ્લામાં અંગદ ગરતો હતો અને જીવતાં રહેલાંને મોટું મોટું કરીને હેવલોકની ચિઠ્ઠી આપતો હતો. હેવલોક લખતો હતો, "મારાથી પચીસ દિવસ સુધી અવાશે નહિ, નાના સાહેબ ને તાતિયો મને વીંટાયા કરે છે."

મરણની છાયા અંગ્રેજી કિલ્લા પર પથરાતી હતી. મરણથીયે વધારે ભયંકર નિરાશાનો ઓળો અંગ્રેજી કિલ્લા પર ભેડતો હતો. અંગદ માંડીને કહેતો હતો:

"૨૯મી જુલાઈએ જ હેવલોકે પંદરસોની ફોજ લઈને ગંગા ઓળંગી, ત્યાં એના રસ્તાનું એકેએક પગલું રાતું થયું. જ્યાં ને ત્યાં લોક ભેડતો હતો. સંહારે કેટલો કરાય ને સળગાવાય પણ કેટલું! જ્યાં ને ત્યાં જેહાદી જૂથ સંતાયેલાં ટાંપી રહેલાં હતાં. એ બધા ઉપરાંત નાની નાની બે લડાઈઓ લડીને હેવલોક સાહેબ આગળ વધતા હતા ત્યાં રાડ પડી ને એમને મંગલવાર તરફ દોડી જવું પડ્યું. એટલું અધૂરું હોય તેમ કાનપુરમાંથી હેવલોકની ગેરહાજરી પર ટાંપી રહેલો તાતિયો કાનપુર પર ધસી ગયો છે; હેવલોક સાહેબના પંદરસોમાં ત્રણસોની બાધ પડી છે ત્યાં, કાનપુરના કિનારા પર નાનો ને તાતિયો આંટા દે છે, એટલે સાહેબ ત્યાં દોડ્યા છે....શો કોપ છે! કાનપુર પણ ખરેખર જિતાયું છે કે નથી તે કળાતું નથી."

"તો નીલ ત્યાં શું કરે છે?"

"ક્યાં?"

"કાનપુરમાં."

"રાડ નાખે છે, હેવલોકને પાછા બોલાવે છે, ને હેવલોક સાહેબ ખીજવાયા છે. બંનેમાં રસાકસી જામી છે જે મોટું કોણ?"

"બંનેમાં રસાકસી જામી છે? અમે મરીએ છીએ ત્યારે એ બંને ઊંચાઈ માપવા નીકળ્યા છે એમ ને!"

લખનૌના અંગ્રેજ લશ્કરિયા મૂઆ પડતા હતા અને અંગ્રેજ સરદાર હૅવલૉક એનાં લાવલશ્કર લઈને ૧૭મી ઑગસ્ટે પાછો કાનપુર પહોંચતો હતો, અને પહોંચીને મહાસેનાનીને લખતો હતો, "હું પાછો કાનપુર આવ્યો છું. નાના અને ટોપે બ્રહ્માવર્તમાં પાછા પડયા છે અને કલ્પીમાં બંનેએ ફોજ જમાવી છે. જમનાના બંને કાંઠા પર એ ફિતૂરીઓના માનમાં માથાં નમે છે, જમનાના બંને કાંઠા પર એમની હાક વાગે છે."

બંને હાથ અંગ્રેજ માલિકોએ ખરીદેલા ખૂની કપાળ પર ઠોકતો અંગ્રેજ સેનાની, કાનપુરમાં વિમાસતો હતો, ને લખનૌ જતાં ઘોલ્લે જઈ આવેલા હીરા જેવો હૅવલૉક, એના પર કલ્પી પાસે પડેલાં વીતક વિચારતો હતો; આખા અયોધ્યા પર થયેલા ઉઝરડા પર આંખ ઠારતો હતો, જમનાના ઘાટ પર ગુજરેલા માર સંભાળતો હતો. શી ખબર નાનો આવો ભયાનક હશે, અને તાતિયો ટોપ આવો તાકાતવાળો હશે!

ફરિનથી વિજય પામીને આવીને છલંગો ભરતો હૅવલૉક એની અંગ્રેજ માલિકીના મુખ્ય આડતિયા કેનીંગને લખતો હતો કે તાબડતોબ મોટી ફોજ નહિ આવી પહોંચે, તો મારે પાછા ભાગી જઈને અલ્હાબાદમાં ભરાઈ જવું પડશે.

બિચારો હૅવલૉક! અંગ્રેજી અગ્નિપરીક્ષામાં નાપાસ હતો, કુમક સાથે અંગ્રેજી મહાસેનાનીનો આદેશ આવ્યો હતો, "સર જેમ્સ આઉટરામને તમારી સરદારી સોંપી દેજો."

નીલ મોડો પડયો અને સરદારી હૅવલૉકના હાથમાં આવી; હૅવલૉક લખનૌ પર ચઢતાં લથડી પડયો અને સર, જેમ્સ આઉટરામે સરદારી સંભાળી.

અંગ્રેજશાહીને ઢીલ પાલવે તેમ નહોતી. અંગ્રેજશાહીના જીવનતંતુ તૂટતા હતા. દિલ્હી અણનમ ઊભું હતું. કાનપુર પડ્યું છતાં

કાનપુરી કાતર અંગ્રેજી ઉંદરની પૂંછડી કાપતી અહોનિશ ફરતી હતી; ત્યારે નીલને માઠું લાગે તો ભલે લાગે, ત્યારે હેવલૉકને અપમાન લાગે તો ભલે લાગે.

અંગ્રેજ માલિકીએ એના મારાઓ માટે ઘડેલી શિસ્ત હેવલૉકને કહેતી હતી, " ગમે તેવો કડવો ઘૂંટડો ગળી જા." સપ્ટેંબરની ૧૫મીએ દિલ્હી પૂરેપૂરું પડ્યું.

સપ્ટેંબરની ૧૫મીએ સર જેમ્સ આઉટરામ કાનપુર પહોંચ્યો ત્યારે સર જેમ્સ આઉટરામ પોતે પોતાની રાજી ખુશીથી ને અક્કલ હોશિયારીથી હેવલૉક માટે પોતાને હાથે લખેલું ઉદાર ફરમાન લઈ આવ્યો હતો.

પછી કલકત્તાથી આવેલા આઉટરામ, આયર અને કુપર જેવા સરદારોની કુમક ફોજવાળી અંગ્રેજ સેના નીલ અને હેવલૉક સાથે કાનપુરથી લખનૌ તરફ અંગ્રેજ માલિકશાહીને ફરી સ્થાપવા ઊપડતી હતી.

ત્યારે સપ્ટેંબરનો વીસમો દિવસ હિન્દી વ્યોમ પર ઊગતો હતો.

## ૨૬

# દિલ્હી લેવું સહેલ નથી

**બધી** અંગ્રેજી બંદૂકો દિલ્હી પર તકાઈ હતી, બધી અંગ્રેજ તોપો દિલ્હી પર મંડાઈ હતી, બધી અંગ્રેજ ફોજો દિલ્હી પર ઊતરતી હતી, ને દિલ્હી ને પંજાબના રસ્તા પર અંગ્રેજના પતિયાળા, નાભા ને ઝીન્દી કુત્તાઓ આંટા દેતા હતા, અને દિલ્હી પર જ, નેપાળના જંગબહાદુરની વફાદારી, અંગ્રેજી શિકારીઓના સાથમાં લોટતી હતી.

ત્યારે અંગ્રેજ મહાસેનાની બર્નાર્ડ જૂનની શરૂઆતમાં જ દિલ્હીને દેખતો કેમ ડઘાયેલો ઊભો હતો ! અને ત્યારે જ અંગ્રેજ સલ્તનતનો એ મારકણો મુખી પહેલા જ ગ્રાસમાં માખી ચાવતો કેમ મુખ ફાડતો પહેલો અભિપ્રાય પાછો ખેંચતો ( " Now to take Delhi is not the work of even a day " ), માથું ધુણાવતો હતો, અને દિલ્હીને દેખી રહેતો એક નહિ, અનેક દિવસ વિતાવતો હતો !

બ્રિટનના સિંહના પંજામાં એવી કઈ ફાચર પેસી ગઈ હતી ! બ્રિટનનો એ ભડવીર, બળવાની પહેલી મશાલ ચેતવનાર, બળવાની પહેલી આનીની બાંગ પુકારનાર, બળવાનો આદેશ આખા ઉત્તર હિંદમાં સળગાવનાર, દિલ્હીનો નાશ કરતાં કેમ અચકાતો હતો ! દિલ્હી જેવા મામૂલી નગરની રાખ ઉરાડતાં બહાદર બ્રિટનો કેમ ખોટકાઈને ખડા થઈ રહ્યા હતા !

બર્નાર્ડ જેવો બહાદુર મહા સેનાની હતો, વીલ્બરફોર્સ, ગ્રેટહેડ અને હોડસન જેવા મહારથીઓ હતા, ગોરી ગભરુ હરોળો હતી, તોપની લંગારો ને દારૂગોળાના ઢગલા તૈયાર હતા. તોયે બર્નાર્ડ દિલ્હીની શેરીઓમાં ધસી કેમ જતો નહોતો ! તોયે વીલ્બરફોર્સ લાહોર દરવાજે અને હોડસન કાશ્મીરી દરવાજે છલંગો કેમ દેતા ન હતા ?

કારણ ? કારણ કે, જાલિમોએ હિન્દના એક દેહપર હિન્દના બંને હાથ એક થતા દેખ્યા હતા; કારણ કે, અંગ્રેજ જુલમગારો દિલ્હીના ઉંબરા પર, કોઈ હિન્દુ કે કોઈ મુસ્લીમ નહિ, પણ બંને બાંધવોની આઝાદફોજ વાળો હિન્દ ઊભેલો દેખતા હતા. હિન્દભોમના લોક-અપરાધીઓ આઝાદીથી ડરતા હતા.

એટલે જ જૂનની ૧૪મી સુધી બર્નાર્ડ ભયાભય જોયા કર્યાં ને પછી દિલ્હી પર દોડી જવાની મોટી યાદી તૈયાર કરી. કોણ કયે દરવાજે જાય, કોણ ડાબા જમણા સરદારી લે, કોણ કયારે ઊપડે ને કોણ કયારે કયાં મળે એવી અનેક વિગતોનો વ્યૂહ દિલ્હી પર ચઢતો હતો.

અંગ્રેજી સેનાનો મહાસેનાની, ક્રીમિયામાં ખુનામરકી ખેલવામાં મશહૂર થયેલો બર્નાર્ડ હતો ને એની પડખે વીલ્બરફોર્સ ને ગ્રેટહેડ હતા. અંગ્રેજ સરદારોની સમિતિ ૧૫મીએ બેઠી હતી, ૧૬મીએ પણ બેઠી હતી. અંગ્રેજ મહારથીઓ ઊઠબેસ કરતા હતા અને

એમની ઊઠબેસ વખતે દિલ્હીની આઝાદ ફોજની ગેરીલા ટુકડીઓ તેમને હેરાન પરેશાન કરતી તેમના પર તૂટી પડતી હતી.

* એક વખત આ અંગ્રેજ મહારથીઓની મહાસેના પડી હતી ત્યારે થોડાક જ વાર દૂરના લીલા બીડમાંથી ટુકડીઓ ઊભી થઈ ગઈ. હર હર......ને દીન......દીન કરતાં મુઠ્ઠીભર માણસો તૂટી પડયાં. એમ અવારનવાર અંગ્રેજી સેનાનાં પીંછાં ટૂંપાતાં રહ્યાં. અંગ્રેજી સેનાની પાંખો પર આઝાદ મહારથીઓ અવારનવાર તૂટી પડવા લાગ્યા, ને એક વાર તો એક મરણિયો ઠેઠ અંગ્રેજી હરોળની લગોલગ પહોંચી ગયો અને કર્નલ નોકસને વીંધી નાખ્યો. પછી એવી એક ટુકડીપર મેજર રીડ પોતાની એક દેશી ટુકડીને હલ્લો કરવાનો હુકમ કરતો હતો. હુકમ સાથે જ ઘોડેસવાર ટુકડી છલંગ દેતી દોડતી હતી. પણ ત્યાં તો રીડે રાડારાડ કરી મૂકી. આખી ટુકડી પેલા ગેરીલાઓનો, સથવારો કરતી હતી. આખી ટુકડીને આઝાદ ફોજનું પાટનગર ખેંચતું હતું.

૧૭મી જૂનને દિવસે આઝાદ ફોજની થોડીક ટુકડીઓએ ઈદગા મહાલ પર બેટરી ચઢાવી. એને તોડવા મેજર રીડ અને હેન્રી ટુમ્બ-એ બાજુથી ચઢયા. ઈદગાના બહાદુરો પૂરેપૂરા ઘેરાઈ ગયા અને ઈદગાની તોપો જોરથી બરાડી રહી. પણ પછી તોપો કામ કરી શકે તેમ રહ્યું નહિ. હથિયાર છોડી શરણે જવા વિના બીજો માર્ગ હતો નહિ, પણ આઝાદફોજે આવી કોઈ પણ કટોકટીમાં શરણે જવાની ગણતરી રાખી જ નહોતી, એટલે ઈદગાની તોપો નકામી કરી, હતા તેટલા બધા લડવૈયા કૂદી પડયા અને છેલ્લો લડવૈયો કપાઈ ગયો ત્યાં સુધી ઈદગાનો મોરચો ઝઝૂમતો રહ્યો.

૧૮મી જૂનને દિવસે નસીરાબાદના બળવાખોર લડવૈયા તિજોરી સાથે દિલ્હી આવ્યા. દિલ્હીએ દરબાર ભર્યો અને નસીરાબાદના

૧૦

બહાદુરોની તારીફ કરી. નસીરાબાદની આઝાદ કતારે દરબારમાં જાહેર કર્યું કે, ૨૦મી જૂનને દિવસે અંગ્રેજ સેના પર પોતે તૂટી પડશે. ૨૦મી જૂને નસીરાબાદના લડવૈયાઓને દિલ્હીના દરવાજાઓએ કૂચ કરતા દીઠા. થોડીક ટુકડીઓ સબ્ઝીમંડીથી ચૂપચાપ નીકળી ગઈ હતી, અને એ ટુકડીઓએ અંગ્રેજ જાલિમ ફોજની પૂંછડી કાપી નાખવાની મુરાદ રાખી હતી. અંગ્રેજી ફોજની પીઠ પર સ્કૉટ, મૌની, ટુમ્બ્સ અને બીજા અંગ્રેજ સરદારોની ચોકી હતી. એ ચોકિયાતોએ હતું એટલું બધું બળ બતાવી અવરોધ ઊભો કર્યો, પણ આઝાદ ફોજનાં ઘોડાપૂર, તોપો ને બંદૂકોની અંગ્રેજની ફોજ દીવાલોને ઠેકતાં ધસી જ આવતાં હતાં. ટુમ્બ્સ રાડ પાડી ઊઠ્યો, " દોડ, ડાલી, દોડ દોડ; મારી તોપો પર દુશ્મનો ઠેકી ગયા છે."

ને ડાલી પંજાબના દેશદ્રોહીઓની લંગાર લઈને દોડ્યો. પણ ડાલીના ખભામાંથી એક ગોળી સૂસવતી બીજી બાજુ નીકળી ગઈ, અને ડાલી ડોળીમાં બેસીને પાછો દોડી ગયો. અંગ્રેજી કતારના દમા ભાલાઓ ભોંઠા પડીને ભાગતા હતા. પંજાબી વફાદારો કડીતોડ પાછા દોડી જતા હતા. અંગ્રેજી સિંહની પૂંછડી કપાઈ ગઈ હતી. નસીરાબાદનો આઝાદ બંદો જાલિમ જાનવરની પીઠ પર ઘા દેતો હતો. હોપ ગ્રાન્ટનો ઘોડો લોહી નીતરતો હતો અને ઘોડેસવાર જવાંમર્દનો ભોંય ભેગો ગબડતો હતો. અંગ્રેજી પીઠ પરાભવ પામી ગઈ હતી, અને લૉર્ડ રૉબર્ટ્સ એના માલિક ઉપરીને લખતો બેઠો હતો, " બળવાખોરોએ આજે આપણો નાશ કરી નાખ્યો છે."

બિચારો બર્નાર્ડ આખી રાત ઊંઘ્યો નહિ. એને તો અડધા દિવસમાં આક્રમણ કરી એક દિવસમાં દિલ્હી પાડવું હતું, પણ એની જાલિમખોરીએ આક્રમણ કરવાને બદલે આજ સુધી આક્રમણો જ ઝીલ્યા કર્યાં હતાં, લોહી લૂછ્યા કર્યાં હતાં, દવાખાનાં ભર્યાં કર્યાં હતાં, અને અધૂરામાં પૂરું નસીરાબાદની કતારે અંગ્રેજ બહાદુરીને

નખશિખ ઉઝરડી નાખી હતી.

હવે શું થાય? કમિટિ બોલાવો. બર્નાર્ડ મહાસેનાનીની સંગ્રામ સમિતિ બોલાવાઈ. સમિતિએ નક્કી કર્યું, "પંજાબથી મોટા વધારો ન આવે ત્યાં સુધી આપણે ચઢી શકશું નહિ."

પણ ૨૩મી જૂનનો દિન આઝાદ ફોજનો જવાબ માગતો આવી પહોંચતો હતો. એ જ દિવસે અંગ્રેજ જુલમગારોએ હિન્દ પર માલિકીની મહોર મારી હતી, એ જ દિવસે હિન્દની છાતી પર અંગ્રેજી એડ કોતરાઈ ગઈ હતી. એ દિવસ ૧૭૫૭ની સાલનો હતો, આજે એ ગુલામીનાં સો વરસ વહી ગયાં હતાં, અને દરેક વરસે હિન્દી જનતામાંથી નવાં લોહી ઉલેચ્યાં હતાં, નવાં અપમાન નાખ્યાં હતાં, નવા અત્યાચાર ઉતાર્યા હતા. એ પાશવતાનો જવાબ માગવાનો એ દિવસ હતો. એ અંગ્રેજ પટા સાથેનો હિસાબ ચૂકવવાનો એ જ દિવસ હતો.

આઝાદ ફોજની આંખમાં ભયાનક ભાવ ચમકી ઊઠ્યો. દિલ્હીના હવામાનમાં અંગ્રેજશાહીની ખૂનખોરીનો સામનો ઊડતો હતો. તોપ તાલાવેલી કરતી હતી, તરવારો તલસતી હતી, હિંદી વીરનાં આઝાદ જિગર એ દિવસની ઊજવણી કરવા અધીરાં થતાં હતાં. લાહોર દરવાજેથી આઝાદ ફોજની ટુકડીઓ એ દિવસને ઊજવવા વહેવા માંડી હતી.

અંગ્રેજી હકૂમતને એ દિવસની યાદ હતી એ દિવસે આઝાદીની વિકરાળ ઊજવણી હશે એવી તેને ધારણા હતી. એટલે બર્નાર્ડે કુમક મંગાવી રાખી હતી. એટલે જ લાહોરી દરવાજામાંથી નીકળતી હરોળોએ નજીક આવેલી અંગ્રેજી હરોળો દેખવા માંડી હતી.

સબ્જીમંડીમાંથી બળવાના બહાદુરોએ ધસવા માંડ્યું ને આગળ ધપતાં અંગ્રેજી ધાડાં પર તોપમારો ચાલુ કરી દીધો. બપોરના બાર

વાગે લડાઈ બરાબર ધીખી ઊઠી અંગ્રેજોની અનેક તોપો વધારે પાવરધી નીકળી. અંગ્રેજોની ટુકડીઓ લગોલગ આવી પહોંચતી આગળ વધી રહી. સૌની આગળ મેજર રીડના ગોરા ઘોડેસવારો છલંગો દેતા હતા, એની બંને બાજુએ પંજાબી ને ગુરખી દેશદ્રોહી કતારો ભયાનક મોત વરસાવતી ધસતી હતી.

ત્યારે દિલ્હીનો ઉઠાવ મરણિયો બન્યો. બક્તખાન રોહિલો રણે ચઢી ચૂક્યો હતો. રીડ એના પંજાબી અને ગુરખા વફાદાર સાથે થંભી જતો હતો. બળવાનો આદેશ થયો કે અંગ્રેજી ફોજ હવે આગળ વધી શકશે નહિ, અને અંગ્રેજી હકૂમત, અંગ્રેજી શિસ્ત, અંગ્રેજી સરદારીની અંગ્રેજી ઓથાર અટકીને ઊભી થઈ ગઈ. રીડની ચારેકોર મડદાં મલકતાં થયાં, રીડની ચારેપાસે લોહીની નીકો રેલાતી થઈ ગઈ. કર્નલ વેલ્સમેનની છાતી એ નીકોમાં વીંધાઈને રેલવા લાગી. અંગ્રેજી તોપો જોખમમાં ન આવી પડે એટલે દૂર અંગ્રેજ બહાદુરો હટી ગયા.

"પણ રાખો, રાખો." રીડ ગરજતો હતો. પંજાબથી નવા કુત્તાઓની નવી કતાર આવી હતી અને એ નવો ધસારો દોડ્યો આવતો હતો.

સૂરજ આથમતો હતો અને નવી પંજાબી કતારનો ભયાનક હલ્લો તૂટી પડતો હતો. પ્લાસીને યાદ કરી કરીને, આઝાદીનો ચિત્કાર કરી કરીને, દિલ્હીની આઝાદ ફોજે પોતાના શરીરની દીવાલો ખડક્યા કરી, મડદાંના ઢગ ખડક્યા કર્યા, લોહીની છોળો દીધા કરી. દિલ્હીની આઝાદીનો આદેશ હતો, પાછા હટવાનું હતું જ નહિ. એટલે વધારે યાંત્રિક, વધારે શિસ્તવાળી, વધારે સરદારો ને ગોઠવણીવાળી, અંગ્રેજી હરોળોની સામેસામ એકલા આઝાદીના આતશથી એક બનેલી હિંદની આઝાદ હરોળો ટકતી હતી.

મોડી રાતે બંને બાજુએ થાકીને લડાઈ થંભાવી, અને બંને પક્ષ પોતપોતાની છાવણીમાં આરામ લેવા પાછો વળ્યો.

પણ પાછું સવાર પડ્યું ને તોપો બરાડી, નિશાન તકાયાં, તરવારો ઘૂમી રહી, ઝપાઝપી ભયાનક બની અને પાછી રાત પડી ને થાક ખાવા લડાઈ થંભી. એમ એક પછી બીજો લોહિયાળ દિવસ પૂરો થતો હતો, એમ પ્લાસીની ઉજવણી દરરોજ અધૂરી જ રહેતી હતી. દિલ્હીની આસપાસ લોહીના કાદવ ઠરતા હતા, હાડપિંજરો સૂસવતાં હતાં, શબની શેરીઓ ગુંજારવ કરતી હતી.

ત્યારે મધરાતેય એ આંખ મીંચતો નહોતો. રોહિલો બક્તખાન દિલ્હીની તમામ ફોજને એકઠી કરતો હતો, લડાયક વ્યૂહ સંભળાવતો હતો, બધી ટુકડીઓને એક કતાર શું તે સમજાવતો હતો અને ભયંકર નિરધાર કરતો પૂછતો હતો,

" આવતી કાલે મારી આગલી હરોળમાં આવનારા પોતાની ઇચ્છાથી જ નામ નોંધાવે,...આટલા ખૂટે છે." અને પડાપડી કરતાં નામ ઊભરાઈ જતાં બક્તખાન હાથ ઊંચકતો હતો, " હવે બસ...આવતી રાતે અરજી કરજો...જગાઓ પૂરાઈ ગઈ છે."

દિલ્હીના હિન્દી પાટનગર પર મોત એવી મસ્તીએ ચઢ્યું હતું. હિન્દુ–મુસ્લીમની એક બાની મરી ફીટવાની જ આઝાદ બાંગ બોલતી હતી. દિલ્હીમાં જુદા જુદા ચહેરા, જુદી જુદી બોલીઓ, જુદા જુદા ધર્મ એકઠા થયા હતા; પણ એ બધી બહારથી દેખાતી જુદાઈઓ, આઝાદ ફોજની ટુકડીમાં એક બનતી હતી, સૌની આંખમાં એક હિન્દ વિકરાળ હસતો હતો, સૌને એક પળમાં જીવનમરણની સાથીદારી સાંપડતી હતી, સૌના એક પ્રાણમાં એક પાણીનાં મોજાં ઊછળતાં હતાં. મોજાંની કિનારી પરના ટપકા જેવો બક્તખાન સૌની આગળ, સૌનો મહાસેનાની બનીને કુચ કરતો હતો. આઝાદ ફોજે એને મહાસેનાની બનાવીને એ રોહિલાના હાથમાં, શહેનશાહના નામમાં અંગ્રેજી જાલિમનો સંહાર સોંપ્યો હતો.

અને બખ્તખાને સત્તા હાથ પર લીધા પછી, ટુકડીઓને નવેસરથી રચી હતી, દિલ્હીનાં કારખાનાંને હથિયારો ને દારૂગોળો બનાવવા ઉત્તેજિત કર્યાં હતાં, અને દિલ્હીનાં એકેએક સ્ત્રીપુરુષ અને યુવાનયુવતીને આઝાદ ફોજ તરફથી હથિયારોની ભેટ ધરી હતી અને ફરમાન કર્યું હતું કે અઢાર વરસની ઉપરનાં એકેએક સ્ત્રીપુરુષે એક કે બીજા હથિયારની વપરાશ પાસેના અખાડે કે પાસેની લશ્કરી ચોકી પર શીખી લેવી.

આજે દિલ્હીનો મહાસેનાની લાલ કિલ્લામાં રાતના જતો હતો, ને બાદશાહની, ઝીનતમહાલ બેગમની અને હકીમ અશાનુલ્લાખાન તથા અહમદકુલીખાનની મુલાકાત લેતો હતો, અને જણાવતો હતો કે પાછલી રાતના વીશેવીશ હજારની જનરલ પરેડ પર બધાંની હાજરીની જરૂર હતી. એણે તાબડતોબ આસપાસના બળવા પર મુબારકબાદીના સંદેશા દોડાવ્યા હતા અને દરેક ઘટકોમાંથી એક ચૂંટાયેલી કતાર દિલ્હીની કુમકે આવે એવી માગણી મૂકી હતી.

પણ ત્યારે જ અંગ્રેજી હરોળો પણ, આઝાદ દિલ્હીને એક દિવસમાં નહિ લેવાય તેની ખાતરી પામતાં પોતાની મજબૂત કતાર રચતી હતી. સૌથી વધારે બહાદુર ને કુશળ અંગ્રેજ સરદારોને દિલ્હી પર બોલાવાતા હતા. પંજાબમાંથી બહાદુર બ્રિગેડિયર જનરલ ચેંબરલેઈન આવી પહોંચ્યો હતો. પ્રખ્યાત મીલીટરી-એન્જીનિયર બર્ડ સ્મીથ દિલ્હી પર હાજર થઈ ગયો હતો, જોન લૉરેન્સે એના લોખંડી લડવૈયાઓને મોકલી આપ્યા હતા.

એટલે અંગ્રેજ મહાસેનાની બર્નાર્ડ એની આખી સેનાને સંબોધતો હતો, “આપણે દિલ્હી પર ચઢીએ છીએ, સીધા ને બહાદુરી સાથે.” પણ સીધા ને બહાદુરનું થડકતું કાળજું એક દિવસમાં દિલ્હી લેવાની વાત ન બોલી શક્યું.

એમ જુલાઈના ત્રીજા દિવસે દિલ્હીના બાદર ફરતી લશ્કરી

હરોળો જંગી જંગ માટે દાવ લેવા માંડી. અંગ્રેજી હરોળો સાથે આઝાદ ફોજની ટુકડીઓ ધીમે ધીમે આગળ વધતી હતી. અંગ્રેજી જાસૂસો આઝાદ ફોજની ટુકડીઓની ધીમી ગતિની ખબર આપતી હતી અને કહેતી હતી, " આગલી હરોળોમાં ક્યાંય બખ્તખાનની ટુકડીઓ છે જ નહિ."

" બખ્તખાન આગલી હરોળોમાં છે જ નહિ ! " બર્નાર્ડ હરખશોકમાં હોઠ હાબતો હતો, " તો આગલી હરોળો તોડવી સહેલી પડશે, પણ બખ્તખાન હશે ક્યાં ? "

" ત્યાં, ત્યાં, નામદાર, આપણી પાછલી પીઠ પર તૂટી પડયો છે......" બખ્તખાન અંગ્રેજ સેનાના પાછલા ભાગ પર તૂટી પડયો હતો. બખ્તખાનની ફોજ આઝાદ હિન્દની કિકિયારી કરતી અંગ્રેજી કરોડના મણકા તોડતી ભયાનક બનીને તૂટી પડી હતી.

અંગ્રેજ મહાસેનાની બર્નાર્ડે, શરમના દુઃખમાં માથું ખંજવાળી નાખ્યું અને ફરમાન ફૂંકાવ્યું.: " આપણી આગળ વધતી ટુકડીઓને અટકાવી દો."

અને પછી દિલ્હીથી સીધી આગળ વધતી આઝાદ ફોજની ટુકડીઓની ગતિ વધી ગઈ. આગળથી પણ હલ્લો આવતો હતો, એમ આઝાદ મોરચાની તોપો ભૂમરાણ કરતી બોલતી હતી.

અંગ્રેજી બહાદુરીને ભોંય ભારે પડતી હતી. અંગ્રેજી સેના કોચાઈ જતી હતી. બખ્તખાનના ઘોડાપુરમાં આગલી હરોળોનો સંગમ થતો હતો. સંગમમાં લાલ છોળો ઝોલે ચઢી હતી. અંગો ઊછળતાં હતાં, માથાં રમતાં હતાં, ધડ ખખડતાં હતાં.

ત્યારે બર્નાર્ડની પથારી પથરાઈ હતી. મહાસેનાની અંગ્રેજ છાવણીમાંથી મરતો હતો અને મરતો મરતો જ્ઞાન પામતો હતો કે

દિલ્હીને લેવું સહેલ નથી, કારણ કે, ત્યાંની ફોજ મુઠ્ઠીભર છતાં, આઝાદ ફોજ છે, અને એ ફોજનું શરીર, એક માટીનું બનેલું, એક પ્રવાહથી પોષાયેલું, એક પ્રાણથી ધમતું, ને એક જ જીવન સંજોગમાં, એક સુખદુ:ખથી જીવતું, હિન્દી કલેવર છે.”

અને જુલાઈના પાંચમા દિવસના પરાભવની કાળી રાતે મહાસેનાની અવસાન પામતો હતો. બિચારો, પામર! એની અંગ્રેજ માલિકી માટે એક દિવસમાં દિલ્હીમાં પેસવાને બદલે કબરમાં પેસીને પોઢી જતો હતો. અને જનરલ રીડ એના ખાલી પડેલા ઘોડા પર ત્રીજા અંગ્રેજ મહાસેનાની તરીકે નિમણૂં પામી, રણવગડાની વાટે સંચરવા પાવડામાં પગ ઘાલતો હતો.

અને દોડના દાવાનળમાં દાઝતી અંગ્રેજ જંજાળ એનાં લશ્કરિયાં ધાડાંના ધડા કરતી કકળતી પૂછતી હતી કે, “જો દિલ્હી પડવું જ નથી તો અંગ્રેજી લશ્કરો ત્યાં આગળ કરે છે શું?”

જનરલ રીડના કપાળમાં એ સવાલ વાગતો હતો ને એના જવાબની જવાબદારી એ ત્રીજો મહાસેનાની બર્નાર્ડનો વારસો પહેરતો ધારણ કરતો હતો.

પછી જનરલ રીડનાં ઘોડાં પાછાં જુલાઈના ૯મા દિવસે દોડી ગયાં અને અંગ્રેજી તોપો ભયાનક મંડાઈ ગઈ. પણ ૯મીની લડાઈએ પણ સમરાંગણમાં અંગ્રેજી ઘોડાં ને ઘોડેસવારોનો સંહાર લખ્યો અને અંગ્રેજી તોપોની તારાજી લખી.

પછી પાછી ૧૪મી તારીખે બંને બાજુએ રણખંજરી ખખડી ઊઠી. બંને હરોળોએ જીવનમરણની મહા ભયાનક ઝપાઝપી ઝોલે ચઢાવી. પહેલા હલ્લામાં અંગ્રેજી ઘોડેસવારી કપાઈ ગઈ ને પાછી હઠી ગઈ અને અંગ્રેજી તોપો શાંત પડી ગઈ. પહેલા હલ્લામાં એક આઝાદ લડવૈયો, અંગ્રેજ સરદાર હીલ સામે સીધો દોડી ગયો અને એકલો

ઊભીને હીલ પર બંદૂક તાકી રહ્યો; પણ એના બંને બાર ખાલી ગયા. એની સામે હીલના રક્ષકો ધસી આવ્યા અને એની બંદૂક ઝૂંટવાઈ ગઈ. પછી તરવાર વીંઝતો ને કારમી કાપણી કરતો એ, અંગ્રેજ બહાદુર હીલ પાસે પહોંચી ગયો. આમ રણ પર મુસ્તાક ખેલતા આઝાદ લડવૈયા સામે હીલ જમીન પર પડી ગયો. હીલની છાતી પર પગ ગોઠવીને, માથા પર તરવારના પટ્ટા ખેલતો એ ઊભો ઊભો બરાડતો હતો.

મેજર ટુંબે, દૂરથી આ ભયાનક લીલા દેખીને ઘોડાને એડ મારી. હીલની છાતી પર ઊભેલા આઝાદ લડવૈયાને નીચા વળીને, હીલને તરવાર ભોંકવાનો વખત નહોતો; એની ચારે પાસે અંગ્રેજ મારો તૂટી પડ્યો હતો.

એવો એક જ નહોતો, અનેક હતા; અને દિલ્હીની આઝાદ ફોજને એવા અનેકને એનાયત કરવાના ચાંદ ઘડાવવાની નવરાશ નહોતી. એના નામનેય કોઈએ લખી રાખ્યું નહિ, એના કામનો અંગ્રેજ ઇતિહાસકાર કાલેએ ઉલ્લેખ કરતાં લખ્યું હતું કે મેજર હીલ અને ટુંબ ને અંગ્રેજ લશ્કરશાહીએ "વીકટોરિયા ચાંદ" આપ્યો હતો તો આઝાદ ફોજે પણ પેલા સિપાઈને "બહાદુરશાહ ચાંદ" આપવો જોઈતો હતો.

પણ ચાંદની પરવા કર્યા વિના, એ દિવસના ભયાનક યુદ્ધમાં, આઝાદ ફોજે, અંગ્રેજ બહાદુરોને ચાંદ લેવા જવા મારી નસાડયા ને દિલ્હી પર વિજય વાવટો ફરકાવ્યો.

અંગ્રેજ બહાદુરોની શરમનો પાર નહોતો. શરમ નીચે કચડાતા, પરાભવ પામેલા અંગ્રેજ બહાદુરોની કાયર કતારો છાવણીમાં પાછી વળતી હતી ત્યારે, પોતાની શરમનું વેર વાળવા, ગોરા સિપાઈઓની કેટલીક ટુકડીઓ હથિયાર વિનાના, પોતાની છાવણીના નોકરો પર

લૂંટી...પછી અને તેમને પરાજયના પોતાના પાપના ગુસ્સામાં હલાલ કરી નાખ્યા, કારણ કે, એ જ દિવસે એ ગોરા બાદશાહોનો બહાદુર ચેંબરલેઈન છાતીમાં કોચાઈ ગયો હતો અને મરેલો, ઠાઠડીમાં સૂતેલો છાવણીમાં પાછો ફરતો હતો.

અને ત્યારે અંગ્રેજ લશ્કર ખાતાની યાદી કોઠીમાં મોઢું ઢાંકી નોંધ કરતી હતી.

અને પાછો ભાગેલો અંગ્રેજ મહાસેનાની જનરલ રીડ, આખી રાત ઊંઘી શક્યો નહિ, એની આગળ કબરમાં પોઢી ગયેલા બે મહાસેનાનીઓ એને બોલાવતા હોય એમ એને લાગ્યું. એણે પરાક્રમ કરવું માંડી વાળ્યું. ડૂબતા જહાજનું સુકાન સંભાળવાનું સાહસ ખેડવાનો એનો ઉત્સાહ ઓસરી ગયો હતો. એણે કબર તરફ દોડવાને બદલે, રાજીનામું આપી, હિમાલયની કોઈ છાયામાં ભરાઈ બેસવાનું ઠીક ધાર્યું, અને પોતાની મહાન પદવીનું રાજીનામું લખી નાખ્યું.

તોયે દિલ્હી લેવાયું નહિ. આટઆટલી કુમકો મેળવી, તોપો માંડી, વ્યૂહો રચ્યા, તોયે દિલ્હી લેવાયું નહિ. આટઆટલા સરદારો રગદોળાઈ ગયા, ત્રણ ત્રણ મહાસેનાનીઓ અલોપ થયા, તોયે દિલ્હી લેવાયું નહિ.

આજની ઘવાયેલી અંગ્રેજ બહાદુરોની હરોળમાં મરવા પડેલા ક્વાર્ટર માસ્ટર જનરલ બીશર, અને એડજ્યુટન્ટ જનરલ ચેંબરલેઈન, મરણમાં શમી જતા એ જ વિચારતા હતા કે, "...તોયે દિલ્હી લેવાયું નહિ." ત્યારે એવા વમળમાંથી ભાગી જતા જનરલ રીડની પદવી પર બ્રીગેડિયર જનરલ વીલ્સન મહાસેનાની બનીને બેસતો હતો.

૨૭

# દીન...બોલો દીન

**પટણામાં** મીસ્ટર ટેલર તો મીરનનું સાંભળ્યું ત્યારથી જ ચમકી ગયા હતા અને સાવચેતીનાં એક પછી બીજી છલંગ ભરતા હતા. બિહારમાં આગ સળગે એવા સંદેહથી એમણે દાનાપુરથી બસો શીખની ટુકડી પટણા મોકલી ત્યારે પટણાના ભર બજારમાં એ દેશદ્રોહીઓ પાછળ બહિષ્કાર બોલાયો, એમના પડછાયા પર પથરા પડયા, એમના નામ પર, એમના દેખાવા પર લોકો અવાજ કરીને થૂંકતા હતા.

અને પછી બીજી ટુકડીઓ લઈને ટેલર પોતે પટણા આવ્યો, ને પટણા પર ચારે પહોર ચોકી કરતો, પટણામાં બળવાનાં ધામ શોધતો, પટણા પર પહેરો નાખીને બેઠો.

તિરહત જિલ્લામાં વારીસઅલી નામના એક પોલીસ અમલદારનું નામ સંભળાયું. વારીસઅલીનું ઘર તરત જ અંગ્રેજી સત્તાવાળાઓએ ઘેરી લીધું અને વારીસઅલી કેદ પકડાયો ત્યારે, ગયાના બળવાખોર

નેતા અલીકરીમને કાગળ લખતો હતો.

અને વારીસઅલીને માંચડા પર લટકાવી દઈ અંગ્રેજી હકૂમતે કરીમઅલીને પકડવા એક ગોરી ટુકડી દોડાવી. આગલે બારણે ગોરી ટુકડીનો આગેવાન લોરીસ ટકોરા મારતો હતો ત્યારે પાછલો દરવાજો ખોલીને ગયાનો બળવાખોર આગેવાન અલીકરીમ આસ્તેથી ચાલ્યો જતો હતો. અલીકરીમ પાછળ અંગ્રેજ શિકારીઓ ફરી વળ્યા. ગામેગામ ખુંદાઈ ગયાં, પણ અલીકરીમ જડતો જ નહોતો.

અલીકરીમ તો પટણા પહોંચ્યો છે એવા ખબર ટેલરને મળતાં, પાછી પટણાની પકડ વધારે મજબૂત બની. પટણાના દરેક ઘરમાં ટેલર સાહેબને બળવો ગુંજતો સંભળાયો. પટણાનાં બધાં ભોંયરાંમાં સંગ્રામસમિતિઓ બેસતી હોય તેમ એને દહેશત લાગી.

પટણા પર બળવાના બોલ ઊડવા લાગ્યા, પટણાના વાસ પર બળવાનાં ભીંતપત્રો ચોંટાવા લાગ્યાં; પટણામાં બળવો બોલતો હતો. ટેલર, પટણા ઊઠે તે પહેલાં, તેનાં હથિયાર પડાવી લેવાના મનસુબા રચતો હતો. પટણા પર અંગ્રેજ ચોકિયાતો હથિયારો ઉઘરાવતા ફરતા હતા ત્યારે જુલાઈના પહેલા બે દિવસ પૂરા થયા હતા.

જુલાઈના ત્રીજા દિવસની મધરાતે પીરઅલીના ઘરમાં મોટી મિજલસ જામી હતી. એ મિજલસે મિજબાની માણ્યા પછી હથિયાર હેઠાં ન મૂકવાં ને હથિયાર ઊંચાં ઉડાવવાનો ગંભીર નિરધાર કર્યો હતો અને સવાર ઊગે તે પહેલાં પીરઅલીનું આખું આંગણું, ચૂપચાપ આવતા આઝાદીના બિરાદરલોકથી, ભરાઈ ગયું હતું.

સવાર થતાં જ ટેલરના વફાદારો સાથે ગોરા અમલદારો આવી પહોંચ્યા. પીરઅલીના ઘરમાંથી હથિયાર શોધી કબજે કરી લેવાનો બ્રિટનથી આવેલી અંગ્રેજી હકૂમતનો હુકમ હતો.

પીરઅલીનાં આગલાં કમાડ ખુલ્લાં મુકાય ને અંદરથી કાન

ફોડી નાખે તેવા અવાજ કકળી ઊઠયા, "દીન, બોલો દીન." લીઆલ પીરઅલીની પિસ્તોલથી વીંધાયેલો પડયો અને વફાદાર કુત્તાઓને, દીન દીન ને હર હર કરતાં ટોળાંઓએ કાપી નાખ્યા.

પછી રેટ્રે એના ગોરા ઘોડાની ટુકડી સાથે આવી પહોંચ્યો, ને પટણાના આઝાદો પર તૂટી પડયો. પીરઅલી એના સાથીદારો સાથે રેટ્રે પર તૂટી પડયો, પણ પીરઅલીની દુકાનને ફરતાં બધાં શરીરો કપાઈને પડતાં હતાં, પીરઅલીની દુકાનની બધી ચોપડીઓ લોહીમાં ખરડાયેલી વેરાતી હતી. લખનૌથી આવીને પટણામાં પુસ્તકોની દુકાન માંડનાર પીરઅલી લોહી નીગળતો લડતો હતો.

પટણા વહેલી સવારે સાંભળતું હતું, "દીન બોલો, દીન..." ને પટણાનો રસ્તો ઊગતી સવારે, પીરઅલીએ, પોતાનાં લોહી છાંટીને લાલ બનાવી દીધો હતો.

પછી લડતાં લડતાં પીરઅલી કેદ પકડાયો. તરત જ પીરઅલી પર અંગ્રેજી ન્યાય તડૂકી ઊઠયો. પીરઅલીના હાથપગમાં લોખંડી બેડીઓ લોહી ટપકતી હતી. પીરઅલીના માનમાં અંગ્રેજ વનલિમે ફાંસીનો માંચડો ચણ્યો હતો. પીરઅલીને ટિંગાવી દેવા અંગ્રેજ બહાદુરોની ભરેલી પિસ્તોલો લઈ જતી હતી.

પીરઅલી, માંચડા સામે હસતો ઊભો. પીરઅલીને એક ગોરો અફસર સંબોધતો હતો, "તમારો બહાદુર દીકરો પણ હમણાં આવશે ને તમારી આંખ સામે તેનાં અંગેઅંગ–તમારી જ આંખ સામે......"

પીરઅલીએ આંખો મીચી દીધી. પીરઅલીના મોઢા પર ફરકતી હાસ્ય રેખાઓ ઊડી ગઈ.

"તમે તેને બચાવી શકો છો, તમારી જાતને પણ...માત્ર પટણાના બળવાખોરોનાં અને આસપાસનાં નામ આપીને......"

પીરઅલીએ આંખો ખોલી. પીરઅલીનું ભયાનક હાસ્ય અંગ્રેજ માલિકીની ખોપરીની દીવાલ સાથે અખડી ઊઠયું, અને પછી એનો ધીર ગંભીર અવાજ અંગ્રેજ શયતાનિયતના હાડ પર છરી ફેરવી રહ્યો. " તમે રચ્યો છે તે આ માંચડો તમારા નાશનો ઐતિહાસિક ચોતરો છે......એનાપરથી તમારો ન્યાય બોલવાનું પહેલું માન મને ઘટે છે. એના પર તમે અમારાં શરીર લટકાવી શકશો, એની આસપાસ તમે અમારી ફોજનાં અંગોને કાપી કાપીને વેરી શકશો......અમારી આઝાદીનો આતશ તેથી બુઝાશે નહિ......હું ટિંગાઈ જાઉં છું પણ હું જોઈ શકું છું......એક પાછળ બીજું...મને હિન્દ દેખાય છે......હિન્દ ઊઠતો દેખાય છે...મને હિન્દ સંભળાય છે...હર...દીન ...હર દીન. હિન્દી હવામાનની જેહાદની ઝીંક મારા ટિંગાઈ જવાથી મરવાની નથી......એ હવામાનમાં તમારો નાશ નિર્માય છે, તમારી હકૂમતનો સંહાર રચાય છે......"

પીરઅલી પટણાનો બુકસેલર જ હતો ! તો અંગ્રેજી હકૂમત પીરઅલી નામના બુકસેલરના નામથી કેમ કંપી પડી હતી ! હિન્દી આઝાદીના એ પીરની નોંધ કમિશનર ટેલર પોતે જ પટણાના પાળિયા તરીકે કરતો લખતો હતો.

પીરઅલીના માથા પર અંગ્રેજી હકૂમતની અંધારી ટોપી ઓઢાડાઈ. પીરઅલીના હોઠ ફફડયા, " મારા ખૂનમાંથી હજારો હિન્દી માટીડાઓની આઝાદ ફોજ સરજાશે......" અને પીરઅલીનું શબ શાંત કિકિયારી કરતું ટપકી રહ્યું, " દીન બોલો......દીન......" જુલાઈનો પાંચમો દિવસ આથમતો હતો. અંગ્રેજી પિશાચ દાંત કકડાવતો, ઝીણ કરડતો સાંભળતો હતો. જ્યારે શબ શોર કરતું હોય છે ત્યારે જીવતા જાલિમો પણ ઝણઝણી ઊઠતા હોય છે.

અને એના શોરે દાનાપુરની કતારોને મૂઠ મરડીને જુલાઈના ૨૫મા દિવસે બેઠી કરી દીધી અને દાનાપુરે કિકિયારી કરી. હર......

હર......દીન...દીન. દાનાપુરમાં હિન્દ ઝબકતો હતો ને આઝાદ કૂચનો પગ ઉપાડતો હતો ત્યારે પીરઅલીનું શબ, અંગ્રેજી ખૂની હકૂમતે એને એનાયત કરેલો માંચડો ખભા પર ગોઠવીને શોર કરતું આગળ ચાલતું હતું, " દીન...બોલો...દીન."

દાનાપુરની આઝાદ ટુકડીઓ, અંગ્રેજી તોપખાનાની વચમાં થઈને, ગોરી કતારોની વચમાં થઈને, શોન નદીના કિનારા તરફ કૂચ કરતી કકળાટ કરતી હતી, " હર-હર હિન્દ......દીન...... દીન......હિન્દ......" જાણે હિન્દી આઝાદીનો પટણાનો પીર શોનનાં પાણી પર પથરાતો હતો. ત્યારે દાનાપુરનો અંગ્રેજી જાલિમનો ધરડો, મેજર-જનરલ લોઈડ ડમ્પાઈ જઈને કાન ખોતરી રહ્યો હતો.

અને ત્યારે જ જગદીશપુરની ડેલીમાં, જગદીશપુરનો એંશી વરસનો ઘરડો આઝાદ કુમારસીંગ, એના ખંડમાં સંગ્રામસમિતિ સાથે મસલત કરતો હતો, અને એની કેડમાં પહેરેલો, અંગ્રેજશાહીની હકૂમત નીચેનો જગદીશપુરની ડકરાતનો કંદોરો, ફેંકી દેતો એના સથવારાને ઘોડા પલાણવાનો, એના કુટુંબને ભાગી જવાનો, એના ભાઈને કમર કસવાનો, ને એની વસ્તીને આઝાદ બનવાનો આદેશ આપતો હતો:

" કુમાર......કુમાર......કુમારસીંગ!" કુમારસીંગ એની ડેલીને આગ મૂકીને હિન્દની દિવાળી ઊજવવા માગતો હતો. કુમારસીંગ એનાં એંશી વરસને સળગાવીને હિન્દી આઝાદીની મશાલ બનતો હતો.

કુમારસીંગ ઊઠતો હતો. મમતાના આડા હાથને, એંશી વરસનો બુઢ્ઢો કુમાર હડસેલી નાખતો, વિપ્લવની પાંખ જેવા એના ધોળા ઘોડાની કેશવાળી પીંખતો, હોકારો દેતો હતો, " ઊઠ બેટા, ઊઠી પડ, આપણો પીરઅલી ટીંગાઈ ગયો છે.'

૨૮

# એંશી વરસનો આઝાદ કુમાર

**દાનાપુરની** બળવાખોર ટુકડીઓ શોન નદી ઊતરીને જગદીશપુર તરફ જતી હતી, કારણ કે, જગદીશપુરમાં એંશી વરસનો કુમારસીંગ એના મહાલયની અગાસી પર આંટા મારતો દાનાપુરની ટુકડીઓની વાટ જોતો હતો.

એણે એંશી શરદો દીઠી હતી, એણે એંશી ઉનાળાના તાપ સહ્યા હતા, એ અંગ્રેજોના આવ્યા પછી તડકાશીળી દેખતો આવ્યો હતો. આજે એ મરણને પાછું ઠેલતો, અંગ્રેજી માથાંની રુંડમાળ રચવા બેઠો થઈ જતો હતો, એની તરવાર પર અંગ્રેજોનો કાળ ઉતાવળો થતો હતો.

એણે ગોઠવ્યા પ્રમાણે દૃષ્ટિમર્યાદામાં હિલચાલ દીઠી. એણે દૂરદૂરથી દાનાપુરના બહાદુરોના ઘોડાને છલંગો ભરતા દોડતા આવતા

દીઠા. ટેલરને પટણામાં ખબર મળી ગયા હતા કે બિહારી બળવાને મોખરે જગદીશપુરનો કુમારસિંગ છે અને તે નાના અને તાતિયા ટોપનો સાથીદાર છે.

"હોય નહિ, કુમારસિંગ એંશી વરસની ઉંમરે તરવાર લઈ શકે નહિ." ટેલર માથું હલાવતો હતો, "પણ કદાચ..." એને દહેશત લાગી હતી અને એણે કુમારસિંગને પોતાની સાથે આવીને રહેવાનું આમંત્રણ મોકલ્યું હતું.

એ આમંત્રણ વાંચીને જગદીશપુરનો સિંહ ખડખડાટ હસી પડયો હતો અને પછી એડ નીચે એ કાગળને કચડી નાખી એ દાનાપુરની રણહાકની રાહ જોતો હતો.

આજે દાનાપુરના આઝાદ સૈનિકો આવી પહોંચ્યા હતા. આજે જગદીશપુરની આઝાદી કુમારસીંગે જાહેર કરી હતી. કુમારસીંગની ડેલી પર લીલો ઝંડો ફરકતો હતો અને રણદુંદુભિ ગગડાવતો એ એંશી વરસનો કુમાર ઘોડે ચઢતો હતો, અને ઘોડાને છલંગ મરાવતા પહેલાં પટણાના કમિશનર ટેલરને જવાબ રવાના કરતો હતો.

કુમારસિંગે પટણા જવાને બદલે આરાહનો રસ્તો પકડયો. આરાહમાં શાહબાદની અંગ્રેજ છાવણી બળતા સૂરજના તડકા છાંયમાં કમાડ અડકાવી રમતી હતી. પચાસ જેટલા શીખ વફાદાર સૈનિકો આસપાસ વીંટાઈને તાળીઓના તાબોટા પાડતા હતા.

ત્યારે અંગ્રેજ તિજોરી પર કુમારસિંગ તૂટી પડયો. આરાહનાં કેદખાનાં કુમારસિંગે ખુલ્લાં મૂકયાં. અંગ્રેજી ઓફિસો પર કુમારસિંગે આઝાદ વાવટા ફરકાવ્યા.

અંગ્રેજ બહાદુરો બધી તોપોવાળા કિલ્લામાં ભરાઈ બેઠા. કુમારસિંગે, ત્રણ દિવસ સુધી, કિલ્લા પર હલ્લો કરવાને બદલે આસપાસની

ચોકીઓ મજબૂત કરી અને પોતાની ટુકડીઓને નવેસરથી રચી.

પણ ત્રણ જ દિવસમાં કિલ્લામાં પાણીનાં ટાંકાંનાં તળિયાં દેખાયાં. નિમકહલાલ શિખોએ ચોવીસ કલાકમાં અંગ્રેજ માલિકોને પાણી ટોવા કૂવો ખોદી દેવાના કોદાળ ઉપાડયા. અંગ્રેજ નરનારીઓ આ વફાદાર કુત્તાઓ પર, "ભાલે...ભાલે" બોલતાં શાબાશી ઠોકતાં હતાં ત્યારે જુલાઈના ૨૯મા દિવસે કિલ્લાના કાંગરા પરથી, તોપોવાળી ઘોડેસવાર ટુકડીઓ દૂરથી આરાહ તરફ આવતી દેખાઈ.

"આપણી કુમક આવે છે." બોલતા અંગ્રેજ બહાદુરો હરખી પડયા.

આરાહના અંગ્રેજોની કુમકે દાનાપુરથી અંગ્રેજ યોદ્ધો ડનબાર આવતો હતો. ડનબારે આરાહનો પુલ પસાર કર્યો, ડનબાર આરાહની લગોલગ આવેલા આંબાના વનને છેદીને બહાર નીકળ્યો. આરાહના પાદર પરથી એ છાવણી દેખી રહ્યો, કિલ્લો દેખી રહ્યો. કિલ્લા પર ફરકતો યુનિયન જેક ભાળી રહ્યો,

"પણ કુમારસિંગ ક્યાં ?" આરાહના પાદર પર પડેલો ડનબાર આરામ કરવા પાદર પર પડીને વિમાસતો હતો અને કુમારની તપાસ કરવા જાસૂસો દોડાવતો હતો. ક્ષેમકુશળ પહોંચેલો ડનબાર અજાયબીમાં ગરકતો હતો. "એક પણ અવાજ નહિ, એક પણ ઝપાઝપી નહિ...એ શું ? કુમારસિંગનું થયું શું ?"

"નમાલા નાસી ગયા......" આંબાની ડાળોમાં કોયલો પર કાન માંડતો ડનબાર આડો થતો હતો. "એંશી વરસના બુઢિયાને મારા સમાચાર સાંપડતાં જ હેડકી આવી ગઈ હશે." પહેલી પળે આંબાની ડાળીઓમાં ચૂંક ભરાતી હોય તેમ પાંદડાં હાલી ઊઠયાં. બંને બાજુની ઘટામાંથી ધુમાડાના ગોટા ગબડયા, બંને બાજુની આમ્રશાખાઓમાંથી કોયલો ઊડી ગઈ. ડનબારના બહાદુરો ગોળીઓ

ખાતા પડયા.

"કુમારસીંગ, કુમારસીંગ......" અંગ્રેજી કતારે ચીસ પાડી. "પણ કયાં!" બીજી જ પળે આંબાની ઘટામાં કશું જ કળાતું નહોતું. અને એકાએક આગળ પાછળ સિસકારા બોલ્યા અને થોડાક ડનબારી દેહો કોચાઈ ગયા.

ડનબાર અંધારા બપોરે આંબાની ઘટાઓ સામે ઊભો થઈ ગયો, પણ તાકવું કયાં! આંબા પાછળ આંબા હતા અને તેની પાછળ પણ આંબા હતા, તેની પાછળથી આંબો ગોળીઓ ટપકતો હતો. એવી અટકચાળી વસંત ડનબાર પર ટહુકી પડી હતી. એવી વસંતના મધ્યાહ્ન સંગીતમાં ડનબાર પર કેરીઓ ખરતી હતી.

ડનબારે આંબાની વનરાજીમાંથી બહાર નીકળી જવાનો હુકમ ફૂંક્યો ને દોડતા ડનબારીઓ પાછળ તોપો બરાડી ઊઠી, ગોળીઓ સુસવી ઊઠી, અને આગળ કુમારસીંગનો ખખડધજ દેહ દોડતો દેખાતો હતો.

ઘેરાઈ ગયેલા ડનબારે બીજો હુકમ ફૂંકાવ્યો: "તોપોને મૂકીને શોનના કિનારા તરફ દોડો, એકદમ." દોડતો ડનબાર વીંધાઈ ને મરી પડયો. દોડતી ડનબારી ફોજ એના પોતાના જ લોહીમાં છબછબી ઊઠી.

શોનના કિનારા પર ડનબારી ફોજ આવી પહોંચી. આગળ શોનનાં પાણી વહેતાં હતાં. પાછળ શોનની વનરાજી હતી. વનરાજીમાં ઝાડનાં કાળાં ભમ્મર ઝૂંડ હતાં, ને ઝાડે ઝાડે કુમારસીંગ ધુમાડા ફૂંકતો હતો, ગોળીઓ ટપકતો હતો.

કિનારા પર પહોંચેલા ડનબારી ગોરા ને વફાદાર ઘોડાં, હતાશ થઈને શોન પર સળગતી હોડીઓ જોઈ રહ્યા. સંકટ સમયે સહાય લેવા એ હોડીઓ ડનબારે બંધાવી રાખી હતી પણ કુમારસીંગે

હોડીઓના ચોકિયાતોને શોનમાં સમાવી દઈ હોડીઓને અગ્નિદાહ દીધો હતો.

કનબારી ઘોડાં ધ્રૂજી ઊઠયાં. મોટો વરાહ વધ પામતા પહેલાં વીંધાતો હોય તેમ, ચારેબાજુથી પાછાં ઝાડ ઝૂકી પડયાં ને બીજી જ પળે, મોટા ચિત્કાર કરતી કુમારસીંગની ટુકડીઓ, ચારે બાજુ નાસતી કનબારી સેના પર તૂટી પડી. શોનના કિનારા પર અંગ્રેજી લોહી છંટાયાં. શોનના કિનારા પર અંગ્રેજી શબ સૂનકાર પડયાં.

દાનાપુરમાં બીજે દિવસે શોનને કિનારે વધ પામેલા અંગ્રેજી વરાહના સમાચાર પહોંચ્યા ત્યારે દાનપુરના ગોરા સંસારમાં રડારોળ ચાલી રહી. કોઈનો દીકરો, કોઈનો બાપ, કોઈનો મરદ, કોઈના સ્વજન...સૌ એક સાથે શોનને કિનારે સૂતા હતા.

પણ પાછી આયર મોટી અંગ્રેજ ફોજ સાથે કુમારસીંગના જગદીશપુર પર આવી પહોંચ્યો. કુમારસીંગનાં મુઠ્ઠીભર માણસો એ વિશાળ ફોજ સામે ટકી શકે તેમ ન હતું. ઓગસ્ટની ૧૩મીની રાતે કુમારસીંગે એના મુઠ્ઠીભર મહારથીઓ લઈને જગદીશપુર છોડી દીધું અને છોડતાં, બોલ્યો, “મારે ને તમારે આપણી બેડીઓ કે પ્રાણ વિના બીજું કશું જ ગુમાવવાનું નથી......આજથી રણભૂમિ આપણું ઘર બને છે અને રણવાટ આપણા રાજમાર્ગ બને છે. જ્યાં હોઈશું ત્યાં, ઝાડ પર, કૂવા પર, ડુંગરા પર, શિલાના માથા પર આપણે આઝાદ ઝંડો ફરકાવશું કારણ કે આપણે જ્યાં હોઈશું ત્યાં હિન્દ તો હશે જ.”

અને ઓગસ્ટના ૧૪મા દિવસે કર્નલ આયર જગદીશપુરમાં પેઠો, અને એ અંગ્રેજે જગદીશપુરનાં ખોરડાં ખોદી નાખવા માંડયાં, પણ કુમારસીંગ એકેમાં હતો નહિ.

## ૨૯

# એકસોચોત્રીસ દિવસ પછી

અંગ્રેજ સરદારીએ દિલ્હીના ચારેકોર ખૂની આંટા ખેડતાં એક એક કરતાં એકસોને ત્રીસ દિવસ પસાર કર્યા હતા, તોયે દિલ્હી પડ્યું નહોતું.

એટએટલા દિવસમાં અંગ્રેજી કતારો નિરાશ થઈને નીચે મોઢે ઓકતી હતી, કોઈ કંટાળેલા ઘેરો ઉઠાવી લેવાનો વિચાર ચલાવતા હતા.

પણ ઘેરો ઉઠાવી લેવામાં અંગ્રેજી પરાજય થયો કહેવાય અને દિલ્હી પરથી બળવો બેફામ દોડયો જાય તેનું શું? છેવટે અંગ્રેજ સરદારીએ નિરધાર કર્યો કે દિલ્હી પરનો ફાંસો ચાલુ જ રાખવો અને વધારેમાં વધારે બળ એકઠું કરી તૂટી પડવું.

ગમે તે ભોગે દિલ્હીને ખતમ કર્યા પછી જ ૧૮૫૭ના સ્વાતંત્ર્ય

સંગ્રામને કચડી નાખી શકાશે એમ માનતા બર્ડ–સ્મીથ જેવા બહાદુર અંગ્રેજ અફસરોની હિંમતથી ઉત્તેજિત થયેલો અંગ્રેજ મહાસેનાની બ્રીગેડિયર–જનરલ વિલસન છેલ્લે એ યોજના પર નક્કી થયો અને દિલ્હી પરના મહાસંગ્રામની મોટી તૈયારી કરવા લાગ્યો.

સર જોન લૉરેન્સે પંજાબમાં બધું સરખું કરી, મોટું લશ્કર લઈને અંગ્રેજી શૌર્યના શિરતાજ જેવા નિકલસનને મોકલી આપ્યો. મુંબઈથી, મદ્રાસથી, કલકત્તાથી અને રંગુનથી આવેલી બધી કતારો દિલ્હી પર એકઠી થઈ. અંગ્રેજી સૈનિકોમાં નિકલસનના નામની તારીફ નવો ઉત્સાહ પ્રેરી રહી.

આ નવા ધસારાની ખબર પડતાં જ આઝાદ ફોજનો મહાસેનાની બક્તખાન દિલ્હીના યોદ્ધાઓને એકતાર કરી રહ્યો, બચાવની યોજનાઓ વિચારી રહ્યો. પણ આઝાદ ફોજનો મહાન મુખી એકલો બક્તખાન હતો અને બીજા સરદારો બીજી લડાઈઓમાં રોકાઈ રહ્યા હતા. બક્તખાને લશ્કરની નવી રચના કરી, દરેક ટુકડીની એક સમિતિ બનાવી, પોતા પછીના ત્રણ સરદારોની નિમણૂક કરી અને છેવટની સંગ્રામ સમિતિમાં દિલ્હીનાં નાગરિકોમાંથી પણ ત્રણ જણની નિમણૂક કરી.

પછી બક્તખાન અને બાદશાહ બહાદુરશાહ દિલ્હી પર વાગતી નાશની નોબતના કોલાહલમાં ગંભીર ઘડીનો વિચાર કરતા હતા, હિન્દી આઝાદીની કટોકટીનો વિચાર કરતા હતા. પછી દિલ્હીથી બાદશાહના સહીસિક્કાવાળા અને બક્તખાનની સહીવાળા પત્રો લઈને હિન્દ પર આઝાદીની છેલ્લી હાકલ લઈને સંદેશવાહકો ઊપડી જતા હતા.

એ હાકલ હિન્દના મુસ્લીમ નેતાઓએ ઘડી હતી, એ હાકલમાં કોઈ ધર્મનો વાડો નહોતો. એ હાકલમાં હિન્દી જબાનની આઝાદ ભાષા હતી. એ હાકલમાં હર...હર ને દીન...દીનની જંગી જબાન

રાષ્ટ્રવાદની રણખંજરી ખખડાવી રાષ્ટ્રને હાકલ કરતી હતી.

એવા હિન્દી આઝાદીના પહેલા સંગ્રામના પગથાળ પરથી ઑગસ્ટ ઊતરી ગયો હતો અને સપ્ટેંબર શરૂ થઈ ગયો હતો. ત્યારે ઘેરાતાં વાદળ નીચે આઝાદ ફોજનો મહાસેનાની એકેએક સૈનિક અને દિલ્હીનાં નગરજનોની મહાસભા ભરતો હતો અને પરિસ્થિતિની ગંભીરતાપર અંગારા વેરતો અંતમાં પૂછતો હતો, " હું તમારો સૌનો હુકમ માગું છું, આઝાદીની પાંડુએ પુકારેલી જેહાદ તમારો ચુકાદો જંખે છે; બોલો, ફરમાન આપો, સંગ્રામ કે શરણુ ? "

" સંગ્રામ, સંગ્રામ, સંગ્રામ...... " દિલ્હીની આઝાદ મહાસભાની ત્રાડ દુશ્મનોનાં કાળજાં કંપાવી રહી.

પાછો બખ્તખાન ધીર ગંભીર બોલતો હતો:

" સંગ્રામમાં લશ્કરો લડે છે. આ સંગ્રામમાં આપણી આઝાદ ફોજનો એકેએક લડવૈયો, અંગ્રેજ જાલિમની જંજીર તોડવા જીવન મરણનો જંગ ખેલશે......કદાચ હારશે......રણમાં રગદોળાશે...... દિલ્હી પડશે......દિલ્હીનો......દિલ્હીની આઝાદ માનવતાનો મેળો સળગી ઊઠશે......દિલ્હીના નેસડામાં અંગ્રેજ જાલિમ અગ્નિ મૂકશે......ઘર સળગશે, ઘરવખરીની રાખ ઊડશે, લોહી સળગશે, માંસ શેકાશે, હાડની હોળી રેલાશે, બોલો તોયે......"

દિલ્હીના આકાશમાં સંગ્રામનો શોર હચમચી ઊઠ્યો, તરવારો ઝબૂકી ઊઠી, આઝાદીના આવેગના આવેશે વિકરાળ કિકિયારી કરી.

" તો આપણે સંગ્રામ ખેડીએ છીએ. આપણાં લશ્કરોનો સંહાર થશે, આપણાં આંગણાં તારાજ થશે તોયે આઝાદીની મશાલ કદી બુઝાશે નહિ......આપણી જેહાદ કદી જંપીને બેસશે નહિ, આપણી શહાદતપર હિન્દી આઝાદીના આખરી પાયા ચણાશે."

અને તે દિવસે દિલ્હીનો આવેગ ઊછળતો રહ્યો. તે દિવસે દિલ્હીના માનસમાં ઉત્તેજના ઊછળ્યા કરી.

અને તે જ દિવસે અંગ્રેજસેનાની વીલ્સને બર્ડસ્મીથને, દિલ્હી પરની ચઢાઈનો નકશો તૈયાર કરીને કમિટિ પાસે રજુ કરવાનો હુકમ કર્યો.

તે જ દિવસે અંગ્રેજ સેનાનીએ પોતાના એકેએક સૈનિકને, મીઠાનું, વફાદારીનું, નિમકહલાલીનું, ભાષણ આપ્યું, દિલ્હી લૂંટવાની લાલચ આપી અને દિલ્હી પડયા પછી હિંદમાં અંગ્રેજી સ્વર્ગ રચવાની જાહેરાત કરી. તે જ દિવસે અંગ્રેજ સેનાનીએ એના મારાઓની ઘાતકી તરવાર પર પાણી ચઢાવ્યું.

સપ્ટેંબરના પહેલા દિવસોમાં અંગ્રેજ સરદારીએ શરૂઆતની લડાઈઓ શરૂ કરી દીધી, મોરચાઓ બાંધવા માંડયા, તોપોની લંગારો જમાવ્યા કરી. સપ્ટેંબરની શરૂઆતમાં જ દિલ્હીમાં અંગ્રેજી તોપોની ગર્જનાઓ સંભળાવા લાગી, દિલ્હીના કોટની લગોલગ અંગ્રેજી ધાડાં સાથેનાં ધીંગાણાં રોજ ખખડવા લાગ્યાં.

૧૪મી સપ્ટેંબરે રાત્રે અંગ્રેજી ફોજની ચાર કતારો પડી. પહેલી ત્રણ કતારનો સેનાપતિ નિકલસન નિમાયો અને એક કતાર મેજર રીડની સરદારી નીચે આગળ વધી. ડાબે પડખે નિકલસન ધસતો હતો. જમણે પડખે કાબુલ દરવાજો નજરમાં રાખી રીડ ધસતો હતો. એવો અંગ્રેજી ધસારો વિશાળ પાયા પર શરૂ થતો હતો. આખી રાત અંગ્રેજી હિલચાલ ચાલુ રહી હતી, ને મધરાતના આરામ પછી, એકાએક દિલ્હી પર અંગ્રેજ તોપો બરાડી ઊઠી.

સવાર થતાં જ નિકલસનની સરદારી નીચેની હરોળો દીવાલમાં અથડાઈ. કાશ્મીરી દરવાજાના બુરજમાં બાકોરું પડયું અને નિકલસનની ટુકડીઓએ તે તરફ ધસારો કર્યો. નિકલસનના ધસારા પર આઝાદ

ટુકડીઓ તૂટી પડી. કાશ્મીરી બુરજ પાસે મડદાંનો ઢગ ખડકાયો. કાશ્મીરી બુરજ પર નિકલસને એના સેંકડો સૈનિકોને સુવાડી દીધા અને દિલ્હીની દીવાલને ત્યાં આગળથી તોડી નાખી. નિકલસનની હરોળમાં વિજયનું બ્યૂગલ ફૂંકાયું.

પછી નિકલસને એની ટુકડીઓને દિલ્હીની તૂટેલી દીવાલમાં ફેંકી. દરેક પગલે શબના ઢગલા થયા, પણ નિકલસનની ત્રીજી કતાર કાશ્મીરી દરવાજા તરફ આગળ વધી રહી. આગળ વધતી કતારમાં લેફ્ટેનન્ટ હોમ અને સેકલ્ડ હતા અને દીવાલમાં ડાઈનેમાઈટ મુકાવતા હતા. એ બંને બહાદુરો પર આઝાદ ટુકડીઓનો મરણિયો ધસારો આવ્યો. ખાઈ પર ગોઠવેલો પુલ એ ધસારાએ તોડી નાખ્યો. પુલનું એક સળંગ પાટિયું, એકથી બીજે છેડો સાંધી રહ્યું હતું.

"પાટિયા પરથી એક પછી બીજા કૂચ કરો." નિકલસને ફરમાન ફૂંક્યું અને અંગ્રેજી શિસ્તે પાટિયા પર પગ દીધા. પહેલો સાર્જન્ટ પહેલે પગલે વીંધાઈને ખાઈમાં પડ્યો, ને મેહકુ ધસ્યો ને ધબી ગયો. પણ લેફ્ટેનન્ટ હોમે પાટિયા પર દોટ દઈને પગ ગોઠવ્યો ને પડ્યો, બીજો દોડ્યો ને વીંધાઈ ગયો.

"કૅપ્ટન બરગેસ, બરગેસ...!" બરગેસ દોડી ગયો હતો અને ડાઈનેમાઈટ મૂકતો ને ચાંપતો વીંધાતો હતો. પણ ડાઈનેમાઈટ દીવાલના થડિયામાં ફૂટતો હતો, કાશ્મીરી દરવાજાના ફુરચા ઊડતા હતા.

"પાછા પાટિયા પરથી દોડી જાઓ." નિકલસનનો અવાજ ગરજ્યો. કૅમ્પબેલે એની ટુકડીને દોડાવી. નીચે ખાઈમાં મરેલાં લોહીમાં તરબોળ પડયાં હતાં, અને પાટિયા નીચે જ ધવાઈને પડેલાં મરતાં ચિત્કાર કરતાં હતાં.

"તોયે ડર્યા વિના દોડી જાઓ." કૅમ્પબેલ વિકરાળ બરાડતો હતો અને પોતે દોડી જતો હતો. કૅમ્પબેલની ટુકડી કૅમ્પબેલ પાછળ કાશ્મીરી દરવાજા પરથી દોડી ગઈ.

અને તે જ સમયે મેજર રીડ કાબુલ દરવાજા પર તૂટી પડ્યો હતો. સબ્ઝીમંડી આગળ એને આઝાદ ટુકડીઓ સાથે ભયાનક ઝપાઝપી થઈ. ઝપાઝપીમાં મેજર રીડ ઝખ્મી થઈ ગયો. ગોરા બહાદુરોની કતાર કપાઈ ગઈ, કાબુલ દરવાજેથી મેજર રીડની ટુકડીઓ નાસભાગ કરી રહી. પણ ઘોડેસવાર ટુકડીઓની દેશી વફાદારી હટી નહિ. આઝાદ ફોજનો ભયંકર મારો ઝીલતી અને અંગ્રેજી તોપોનું રક્ષણ કરતી પોતાના લોહીના ખાબડામાં છબછબિયાં કરતી ઊભી હતી. અંગ્રેજ સરદાર હોપ ગ્રાન્ટની અંદર, દિલ્હી લેવાની આશા, એ હરોળે જીવતી રાખી.

અને આઝાદ ટુકડીઓએ દરેક ઈંચ પર આઝાદ શરીરોની દીવાલ રચી. ઈદગા આગળ મડદાંના ઢગ ખડકાઈ ગયા; અને તે ઉપરથી મરણ ચિચિયારી કરતું, લોહી ઉરાડતું, ખાંડાં ખખડાવતું, અગ્નિ ઉછાળતું સુસવતું હતું. અંગ્રેજ જાલિમે દેશી સામે દેશી દીવાલોનો કચ્ચરઘાણ બોલાવ્યો હતો, પણ આઝાદીના જોમે વફાદારીને વીંખી નાખી. ઘોડેસવારોની હરોળનો સંહાર બોલાવ્યો ને હોપ ગ્રાન્ટની કતાર તોપો છોડીને ભાગતી હતી. ભાગતી હતી અને ચિત્કાર કરતી મરી ફીટતી હતી.

પણ નિકલસને કાશ્મીરી દરવાજે રંગ રાખ્યો હતો. કૅમ્પબેલ પાછળ જોન્સ કૂદ્યો હતો, જોન્સ પાછળ નિકલસન ખાઈ ઓળંગી કાશ્મીરી દરવાજામાં દાખલ થતો હતો. કાશ્મીરી દરવાજે માથાં ઉછાળતો હતો, અંગ મરડતો હતો, મડદાં ખડકતો હતો, તરવારો સાથે લોહી ઘૂઘવતો હતો, ખૂની ચીસ પાડતો હતો.

અંગ્રેજી જાલિમ દિલ્હીમાં ભોંકાયો હતો, અંગ્રેજી રાજ કાશ્મીરી દરવાજેથી ઘોંચાતું હતું. ટુકડી પાછળ ટુકડીઓ દાખલ થતી હતી. કાશ્મીરીથી કાબુલ દરવાજા સુધી અંગ્રેજી કતાર દેશી વફાદારીની ઝાલર ઝબકાવતી દિલ્હી પર લાગી ગઈ હતી.

બર્ન બુરજમાંથી આઝાદીનો પ્રાણ, છેવટનો ઉછાળો મારતો એ કતારના ખૂની અંકોડા ખોદવા ઊછળી પડયો હતો.

"દીન......બોલો દીન......" નો નાદ ઝોલે ચઢયો હતો, અંગ્રેજી કતાર પર એક પછી બીજું મોજું અથડાતું હતું.

"હર...દીન......હિન્દ......" ના ગગનભેદીનાદ અંગ્રેજી ગંડસ્થળને ફાડતા લોહી છંટકાવમાં ઊછળતા હતા. અંગ્રેજી કતાર એની નાભીમાંથી કોચાતી હતી, અંગ્રેજી કતાર આગળ વધતી અટકતી હતી. બકતખાનની આઝાદ ટુકડીઓનો લીલો ઝંડો બકતખાન ઝુલાવતો હતો. ગાંગરતા ગેંડાની અંગ્રેજી કતાર માત થતી હતી, અંગ્રેજ જુલમગાર આખલાની ખાંધ છેદાતી હતી. બકતખાન હિંદ પર પાછા ઊમટેલા પશુને વીંધતો તૂટી પડયો હતો.

ત્યારે નિકલસને ત્રાડ દીધી. ત્યારે નિકલસને લગામ ખેંચી, ત્યારે નિકલસને આંખમાંથી ચિત્તાનો ચળકાટ કરી ધીંગી છલંગ મારી. નિકલસન પાછળ ગોરી હરોળો ને દેશી વફાદારોએ આંધળિયાં કર્યાં. નિકલસને અંગ્રેજ માલિકીની જાલિમશાહીને જીવતી રાખવા વિકરાળ ધસારો કર્યો. નિકલસને દરેક ઈંચ પર અંગ્રેજ માલિકીનો અમલ બાંધવાનો પાયો પૂરવા ગોરાં ને ઘેરાં શરીરોને હોમી દીધાં, ને આઝાદીના ખડક પર માથું વધેરતો જાલિમ બહાદુર ઝૂકી ઝૂકીને પડયો. જેહાદે, હર હિન્દ ને હર...દીન...પર માથાં વધેર્યાં. કેમ્પબેલ પણ મરતો પટકાયો.

એવો જેહાદીજંગનો પહેલો દિવસ હસ્તિનાપુર પર પૂરો થતો હતો. અરધું દિલ્હી અંગ્રેજી એડ નીચે આવી ગયું હતું અને અરધા પર લીલો ઝંડો લોહીમાં તરબોળ ફરકતો હતો.

આવો...ભયાનક દિવસ! અંગ્રેજ સરદારીએ આજ સુધી

દીઠો નહોતો. આવાં આઝાદ જોમનાં ઘોડાપૂર સામે એણે કદી આંખ ફાડીને જોયું નહોતું. આવો લેફ્ટેનન્ટો, કર્નલો ને મેજરોનો સંહાર, આવાં ખાંડાના ખેલ, આવા ગોરાંનાં રખડતાં તુંબા અંગ્રેજી હકૂમતે કલ્પ્યાં પણ નહોતાં.

અંગ્રેજ મહાસેનાની જનરલ વિલ્સનની હામ ફાટી ગઈ હતી.

"એવોજ બીજો દિવસ ઊગે તો...!" એવા બીજા દિવસની આડી રાત એને ડરાવતી હતી. એ કપાળ પરનો પરસેવો લૂછતો, પૂછતો હતો,

"કેમ્પબેલ?"

"પાછો થયો."

"અને નિકલસન?"

"મરે છે."

વિલ્સનની નાક ફાટતી હતી. વિલ્સન બીધો હતો, એની સામે ભયાનક દિવસ હજુય દીન......બોલો......દીન......હર...... દીન......હિન્દ." એવા વિકરાળ અવાજે તાકતો હતો.

વગર વાગે વીંધાયેલો, વગર વીંધાયે ઘાયલ થયેલો, અંગ્રેજ મહાસેનાની નિર્ણય બોલતો હતો.

"હજુ દિલ્હી પડયું નથી. હજુ તો કાશ્મીરીથી કાબુલ દરવાજા સુધીની એક શેરી જ આપણે જીતી છે......આપણે દિલ્હીમાં મરી ફીટવું નથી, આપણે પાછા જઈએ છીએ, દિલ્હી ખાલી કરીએ છીએ!"

"હેં!" અંગ્રેજ સેનાનીનો હુકમ સૂણતો નિકલસન મરતો મરતો અટકી પડયો, "તો હું મિથ્યા મર્યો!" એની અંતિમ પળ એના તરફ હસતી હતી. એની વીરતા એને ઠપકો આપતી હતી. એ

સન્નિપાતમાં સૂસવતો બેઠો થઈ ગયો ને ખાલી થતો પ્રાણ અટકાવીને એણે ચીસ પાડી, "રિટ્રીટ......!"

"વિલ્સન ભાગે છે! દિલ્હી ખાલી કરે છે!......અમારાં મુડદાં પરથી એ કાયર......ભાગવા જાય છે...... !" નિકલસનના મરતા કપાળ પર નસો ભરાઈ ગઈ. એના રૂંધાતા અવાજનો છેલ્લો ઘોર ઘૂંટાઈ રહ્યો, "તો મારા મરતા હાથમાં એ ભાગી જતા વિલ્સનને વીંધી નાખવાની હજુયે, તાકાત છે......" એણે કહેવડાવ્યું.

અને નિકલસનની તાકાતનો છેલ્લો ઊભરો ઉલેચાઈ ગયો હતો. નિકલસન એની પથારીમાં ડોક મરડતો, આંખ ફટારતો ખતમ થતો હતો.

મરતા નિકલસને અંગ્રેજ સરદારીની તૂટતી તાકાતનું ગાબડું પૂર્યું. મરતા નિકલસને જીવતા વિલ્સનને શરમમાં માત કર્યો. અને નિકલસને મરણપથારી પરથી રણખંજરી વગાડી અંગ્રેજ જાલિમનો અમલ જાળવ્યો.

પછી જુલાઈની ૧૫થી ૨૪મી સુધી દિલ્હી પડતું હતું, અને પડતું પડતું, અંગ્રેજ જાલિમને ઝબોળતું હતું.

પછી ૨૪એ દિલ્હીના શબ પર અંગ્રેજી ખંજર ખખડતું હતું, દિલ્હીનું ઘરેઘર ગૂંદાતું હતું, દિલ્હીની માનવતા ચૂંથાતી હતી, દિલ્હી, દિલ્હીવાસીઓની ઘોર બનતું હતું.

દિલ્હીનો ગામેગામ સળગતો હતો, દિલ્હીની શરમ, સ્વમાન, માલ મિલકત, બધું લૂંટાતું હતું.

છેદાયેલા દિલ્હી પર અંગ્રેજ જાલિમનો માલિક વાવટો ઊડતો હતો. દિલ્હીના શબ પર અંગ્રેજી રાજ પલાણતું હતું. લાલ કિલ્લા પરથી અંગ્રેજ પશુની કેશવાળી લોહી છાંટતી હતી, મુખ ફાડતી

હતી, જીભ કાઢતી હતી. દિલ્હીને અંગ્રેજી આગ ચાટતી હતી.

દિલ્હીની ગાદી પર તૈમુર તરણું બન્યો હતો, નાદિર નાનકડો થયો હતો. દિલ્હીની ગાદી પર અંગ્રેજ જાલિમ હિંદીજીવનમાં મહાસંહાર સરજતો હોકલી પીતો હસતો હતો. લૉર્ડ ઍલ્ફીન્સ્ટન, સર જોન લૉરેન્સને મગરૂર થતો લખતો હતો.

"પણ આપણે દિલ્હીના મુડદાને સંકોરી સંકોરીને સળગાવવું જોઈએ." અંગ્રેજ માલિકનો જાલિમ નોરો, જનરલ આઉટરામ બોલતો હતો અને અંગ્રેજ પિશાચો સળગતી મસાલો લઈ, દિલ્હીના રોમેરોમને ડામતા હોડતા હતા.

૩૦

# રઘનાથરાવ પાંડુરંગ ભટ્ટ

**૧૬મી** જુલાઈની સવારે હરદ્વારને કિનારે, નાનાસાહેબ, એના ભાઈ બાલાસાહેબ, ભત્રીજા રાવસાહેબ તથા તાતિયા ટોપ સાથે એક હોડીમાં બેસતો હતો. આખો કાફલો લખનૌ પ્રાંતના ફતેહપુર તરફ વહેતો હતો. ફતેહપુરમાં ચૌધરી ભોપાલસીંગે એ અંગારાઓને સંઘરવાની તાકાતનું આમંત્રણ મોકલ્યું હતું.

ત્યારે હેવલોક કાનપુરમાં કત્લેઆમ ચલાવતો લખનૌ પર તૂટી પડવાના મનોરથ સેવતો હતો, ત્યારે જ હેવલોકને હંફાવવા આ બ્રહ્માવર્તના ભડવીરોની હોડી હંકારાતી હતી. એ હોડી સાથે બીજી કેટલીક હોડીઓમાં બ્રહ્માવર્તના જીવતા રહેલા લડવૈયા અને આયુધો ગોઠવાતાં હતાં.

"તાતિયા, તારી ટપાલ." બોલતા નાનાએ હોડીમાં ગંભીર ભાવ ધારણ કરી તાતિયા પર તાક માંડી.

"મારી ટપાલ... !" તાતિયો હસ્યો.

"તારી જ છે તેમ તો ન કહેવાય, તપાસ કરવી પડશે. નામ ઘણું લાંબું ને વાંકું ચૂકું છે અને એ નામનો શખસ બ્રહ્માવર્તમાં જડતો નથી." નાનાએ નામ વાંચ્યું, "રઘનાથરાવ પાંડુરંગ ભટ્ટ."

"એ તો હું જ," તાતિયાએ બૂમ પાડી અને નાનાના હાથમાંનો કાગળ ખેંચી લીધો, ને વાંચવા માંડયો. કદાચ પહોંચી જાય તો ઠીક માની, તાતિયાના બાપાએ ખુશીખબર પૂછાવ્યા હતા અને બે બોલ શિખામણના લખ્યા હતા, "નાનાસાહેબ શ્રીમાનને મારા પ્રણામ કહેજે. એમણે આખો દરબાર તરવારિયો બનાવી દીધો છે. તેમાં તને 'ભાવતું હતું અને વૈદે કહ્યા' જેવું થયું હશે, પણ સંભાળજે, પોરો વસમો છે. નવી ગાદીઓ રચવાની હશે, નવાં લશ્કર બાંધવાનાં હશે, નવાં રણ લડવાનાં ને જીતવાનાં હશે. મને આ ઉંમરે એ બધું સંભળાય છે ને લાગે છે કે, શ્રીહરિએ શી નવી વૃત્તિઓને વેગ દીધો છે...! પણ તેમાં તું મરણિયો થઈને ધસી ન પડતો. મેં સાંભળ્યું છે કે અઝીમુલ્લાખાન ગયો ને...! તું તો લખતો જ નથી, ભૂંડા. અઝીમનુંયે ન લખે! સમજ કે, મારે પેશ્વાઈ હોત તો હું એને આપત......"

બાપાનો કાગળ સંકેલતો તાતિયો ખડખડાટ હસતો હતો.

"જો પાંડુરંગ અહીં હોત તો મારે એને ને એના ચિરંજીવીને કેદ કરવા પડયા હોત. બારોબાર બીજાને પેશ્વાઈ પધરાવવાની હિંમત કરે છે!" નાનો હસતો હતો.

પણ પાછા બંને જણ ઊંડા વિચારમાં ઊતરી ગયા. બંને સામે ગંભીર જવાબદારીઓ જવાબ માગતી હતી, અને બધા જવાબ એમણે ફતેહપુર પહોંચતાં જ તૈયાર રાખવાના હતા, કારણ કે, ત્યાં કાનપુર અને લખનૌના લડવૈયા નવા બનાવોને પહોંચી વળવાનો વ્યૂહ નક્કી કરવા એકઠા થવાના હતા.

એ વ્યૂહનો આખો ખ્યાલ તાતિયાએ આપવાનું માથે લીધું હતું તથા કુમારસિંગ અને તાતિયાને હવેની લડાઈના બધા કાર્યક્રમના સર્વહક્ક સોંપાવાના હતા, તથા એનો વ્યૂહ હેવલોકને હેરાન કરી, લખનૌ ન પહોંચવા દેવાનો નક્કી થયો હતો, અને ફતેહપુર આગળ તાતિયાની ટુકડીઓ હાજર થવાની હતી, તથા તે ટુકડીઓ સાથે તાતિયો એકાએક ઊપડી જવાનો હતો.

ફતેહપુરની મસલતો પૂરી થઈ.

અને રઘુનાથ પાંડુરંગ ભટ્ટ કલ્પી અને કાનપુર વચ્ચે વહેતી જમનાના કિનારાઓ પર ફરતો થઈ ગયો. કલ્પી ને કાનપુર વચ્ચેના કિનારા તાતિયા ટોપેના નામથી સળગી ઊઠ્યા.

કલ્પીનો કિલ્લો તાતિયાએ સર કર્યો, કલ્પીના કિલ્લા પર હિંદી આઝાદીનો લીલો ઝંડો ફરકી ઊઠ્યો. કલ્પીના કિલ્લામાં બાલાસાહેબને બેસાડી, વિપ્લવની સળગતી પાંખ જેવો તાતિયો હેવલોકની પીઠ પાછળ ફરતો થઈ ગયો. અંગ્રેજી જનલિમ વકરેલા વરાહ જેવો ડફણાયો. હેવલોક હેરાન થઈને લખનૌ જવાને બદલે કાનપુર તરફ પાછું હાંક્યું.

૩૧

## લખનૌ પર અંગ્રેજ પશુ

કાનપુરનું અંગ્રેજી આકાશ હેવલોકના નામથી ગાજી ઊઠયું. હેવલોકને આઉટરામે સરદારી સોંપી હતી. હેવલોકને આઉટરામ જેવો સેનાની, સ્વયંસેવક તરીકે સાંપડતો હતો. હેવલોકની હરોળમાં નરાધમ નીલ હતો, આયર હતો, કુપર હતો. હેવલોક પાસે ચુનંદા અંગ્રેજ ઘોડા હતા, જોરદાર અંગ્રેજ પગલીઓ હતી, વફાદાર કુત્તાઓની હરોળો હતી.

હેવલોક લખનૌ તરફ દોડતો હતો. હેવલોકનાં ધાડાં નીચે, એક એક ખેતર પર, ગામ પર પાદર પર, નદી પર નાળાં પર સ્વદેશી લોહી છંટાતું હતું. જ્યાં ત્યાં આગ ભભૂકતી હતી, એવી સિકંદરી અંગ્રેજ સેના લખનૌ પર ચઢતી હતી.

અંગ્રેજી જાલિમ જમાત લખનૌ પાસેના આલમબાગ પર સપ્ટેંબરના ૨૩મા દિવસે પહોંચી અને આલમબાગ પાસે મોરચા

અહમદની આઝાદ ટુકડીઓ તૂટી પડી. આખો દિવસ ભયાનક લડાઈ ચાલી અને બંને પક્ષે રાતનો આરામ મોકુફ રાખી, લડાઈ ચાલુ રાખી. વરસાદ ધોધમાર વરસતો હતો, વરસતા વરસાદમાં લડાઈ જોરશોર ચાલુ હતી, કારણ કે, એ જ રાતના દિલ્હીના પતનના સમાચારો પહોંચ્યા હતા અને અંગ્રેજ હરોળોને ઉશ્કેરી રહ્યા હતા. ઉત્તેજિત અંગ્રેજી હરોળો આગળ ધસતી હતી, આઝાદ ટુકડીઓ દરેક ઈંચ પર પોતાનું લોહી પાથરતી પાછી હટતી, ચાર બાગ આગળ પહોંચતી હતી. ચાર બાગ પાસે પુલ હતો. એ પુલ ઓળંગીને અંગ્રેજી ચઢાઈને લખનૌમાં પહોંચવાનું હતું. પાછી હટતી આઝાદ ટુકડીઓ પુલ પર મારો ચલાવતી પાછી થઈ.

બરાબર અડધા કલાક સુધી કેપ્ટન મુડેએ પુલ પર એકધારો મારો ચલાવ્યો પણ તેથી પુલ રોકીને પડેલી આઝાદ ટુકડીઓ પાછી હઠી નહિ. પુલ પર અનેક અંગ્રેજ શબો પુલ ઓળંગવા જતાં પડયાં હતાં.

મુડે વિચારમાં પડી જતો હેવલૉકના જુવાન દીકરાને પૂછતો હતો, " શું આ પુલ આપણો રસ્તો રોકશે જ......આપણે ઓળંગી નહિ જઈ શકીએ ! "

" આપણે એને ઓળંગી જવો જોઈએ એમ કહો છો ને ? "

" હા."

" તો હું એનો ઉપાય યોજું છું." બોલતો હેવલૉકનો જુવાન દીકરો નીલ પાસે દોડયો કારણ કે તે નીલની કતારમાં કેપ્ટન હતો.

" મને મારી ટુકડી સાથે પુલ પર હલ્લો કરવાનો હુકમ આપો. આપણે આગળ વધવાનો માર્ગ હું ચોખ્ખો કરવા માગું છું."

મરણના મુખમાં ધસી જવાની રજા માગવા આવેલા આ

જુવાનવીર તરફ નીલ બીકથી જોઈ રહ્યો ને બબડયો, "હેવલૉકને પૂછ્યા વિના એવી રજા મારાથી ન અપાય."

"પણ હું તમારી કતારમાં છું."

"તો પણ."

"તો હું પૂછી આવું કે તમે પૂછાવો છો કે......"

"તો ભલે."

હેવલૉકના જુવાન દીકરાએ ઘોડાને એડ મારી. એને ખાતરી હતી કે એના બાપ એને મરણમાં દોડી જવાની ના જ પાડશે. એટલે એ હેવલૉક પાસે પહોંચ્યો ખરો પણ પૂછ્યા વિના જ નીલ પાસે પાછો આવ્યો ને ગંભીર થઈને બોલ્યો.

"બાપા કહે છે,......એજ ઉપાય છે......કહે છે કે પુલ પર આક્રમણનો મને હુકમ આપો."

"બાપા, કોણ બાપા......" નીલ અહોભાવથી બાપ બેટાને સાંકળી રહ્યો.

"જનરલ હેવલૉક, સેનાપતિ." જુવાન અદબથી બોલ્યો ને નીલના ફરમાનની રાહ જોતો અધીરો ઊભો.

નીલે ફરમાન દીધું અને એણે એની ટુકડીને લઈને પુલ પર છલંગ મારી.

હેવલૉક એક પળવાર અટકી ગયો. પુલની વચમાં એક આઝાદ લડવૈયો એકલો ધસી આવ્યો હતો અને હેવલૉક પર તાકતો હતો.

એક અવાજ થયો અને હેવલૉકની ખોપરી બચી ગઈ. જુવાન હેવલૉકનો ટોપ એકલો જ ગબડી પડયો.

જુવાન ખુલ્લે માથે આગળ ધસતો હતો, અને પેલા એકલા ધસી આવેલાનું શરીર કોચાઈ જતું હતું.

અને હેવલૉક પુલ ઉપરથી ધસી ગયો. હેવલૉક પાછળ નીલની બધી ટુકડીઓએ મરણમાં માર્ગ પાડ્યો, નીલ પાછળ અંગ્રેજી કતારોના વજનથી પુલ ગાજી ઊઠ્યો.

જુવાન હેવલૉક ધસતો જ જતો હતો.

પોતાના જુવાન મહારથીની પાછળ નીલ ધસતો જ જતો હતો.

આખે રસ્તે ભયાનક લડાઈ ચાલુ રહી હતી, પણ પુલ જિતાઈ ગયો હતો.

હવે લખનૌની ભાગોળ વટાવી જુવાન હેવલૉક આગળ વધ્યો હતો અને હેવલૉક પાછળ નીલ પણ ખાસ બજારના દરવાજાની કમાન નીચેથી પેસતો હતો.

નીલને કમાનમાં કૂદતો દેખી, ત્યાં આગળની લડાઈ વધારે કરપીણ બની રહી. હિંદી માટીને ચૂંથી નાખનાર એ અંગ્રેજ જાલિમ પર એક જણ તાક મારીને ધસી આવ્યો, નીલ વીંધાઈ જઈને કમાન નીચે તરફડતો પડ્યો હતો.

નીલના શબ સાથે અંગ્રેજી લશ્કર રેસિડેન્સીના કિલ્લા તરફ આગળ ધસ્યું, અને સીધું રેસિડેન્સીમાં ધસી ગયું. આગળ ધસી આવતા જુવાન હેવલૉક અને બીજી અંગ્રેજી ફોજ પર સત્યાશી દિવસનું મરણ ખેલ્યા પછી, જીવતાં રહેલાં પાંચસો અંગ્રેજ નરનારીઓ, અનુરાગમાં તૂટી પડયાં. એકબીજાને ભેટવાના, ચૂમવાના, એકબીજાના ખબર અંતર પૂછવાના, એકબીજાનાં હરખના આંસુ લૂછવાના, પ્રેમના ઉપચારો ધીખી ઊઠેલા સંહારની વચમાં ચાલી રહ્યા.

અંગ્રેજ છાવણીની અંદર સાતસોના પ્રાણ પરવારી ગયા હતા

અને બાકીનાં પાંચસો જીવતાં રહ્યાં હતાં.

એમના ધસી આવેલા ઉદ્ધારકોએ પુલ પર પગ માંડયા પછી છાવણી પર પહોંચતાં સાતસોને વીશ રસ્તામાં જ ગુમાવ્યા હતા, અને બાકીના, પર પ્રેમાચાર કરવા પહોંચ્યા હતા.

"પણ પાછળ?"

પાછળ બધું શાંત ને સૂનું હતું. ખાસ બજારના દરવાજા આગળ નીલના શબ સાથે અનેક અંગ્રેજ શબો ઢળી પડયાં હતાં. અંગ્રેજી કતારો વચમાંથી તૂટી ગઈ હતી. વચમાં આઝાદ ફોજની જીવતી દીવાલ ભોંકાઈને ઊભી હતી. રાત પડતી હતી. હેવલોકની ટુકડીઓ અંગ્રેજ છાવણીમાં ઉમેરાઈ હતી, પણ છાવણીમાં એ ય ઘેરાઈ ગઈ હતી. રાતોરાત ઘેરો ચાલુ થયો હતો. છાવણી પર આઝાદ ફોજો ભુમરાણ કરતી હતી. લખનૌમાં બે લડાઈ ચાલતી હતી, એક છાવણી પરના ઘેરાની, અને બીજી ચાર બાગ અને આલમબાગ આગળ પાછળ અહમદશાહ મોલવીની આઝાદ ફોજે અટકાવી રાખેલી અંગ્રેજી કતારો સાથેની.

અને રાત પડતી હતી. રાત કશું જ પરિણામ લાવી નહોતી. આલમબાગ આગળ પડેલા અંગ્રેજ પરોણાને રાતના આરામ નહોતો, ચાર બાગ આગળ ચાલતી લડાઈને આરામ નહોતો, અંગ્રેજ છાવણીમાં વધી ગએલા કેદીઓને યે આરામ નહોતો. જ્યાં ને ત્યાં મોલવી, આઝાદ "દીન બોલો દીન" ગરજતો હતો. આખું લખનૌ શ્વાસ અટકાવી પરિણામ સાંભળવા ઝબકીને જાગી ગયું હતું, આખી રાત, ભુમરાણ, હિલચાલ અને ઝબકારા ચાલુ રહ્યા હતા; આખી રાત ધોધમાર વરસાદ અટકયા વિના વરસ્યે જતો હતો. માણસો, ઘોડા, તોપો, હથિયારો રસ્તા ને દીવાલો બધું રાતું થતું હતું ને ધોવાતું જતું હતું.

"અને લખનૌ પડતું હતું!......પડયું હતું?"

અંગ્રેજ બહાદુરો આંગળાં કરડતા હતા. અંગ્રેજ છાવણી પરનો ઘેરો વધારે મજબૂત બન્યો હતો. ચારબાગનો પુલ સલામત બન્યો હતો. આલમબાગ સુધી આખી અંગ્રેજ સેનાને હટાવી કાઢી, લખનૌના આઝાદ લડવૈયાએ જય ઘોષ કર્યો હતો,

રોજ રોજ રમખાણો વધતાં હતાં. રોજ રોજ અવાજો સંભળાતા હતા, "ટોપે......ટોપે......તાતિયા ટોપ......" તો કોઈ વાર, "કુમાર...કુમાર......કુમારસીંગ......"

અંગ્રેજી વરાહની પીઠ પર આઝાદ ફોજના બે ગોરીલા લડવૈયા તૂટી પડતા હતા. અંગ્રેજી પીઠ પર હિંદી જેહાદની કરવતી ફરી જતી હતી.

ઔવો અંગ્રેજ પશુ લખનૌના પાદર પર ને લખનૌની અંગ્રેજી છાવણીમાં અંદરના મોલવી સામે ને બહારના તાતિયા, ને કુમાર સામે ઢાલ ધરતો પડયો હતો, પડયો પડયો બરાડતો હતો, કે અમને છોડાવનારી અને લખનૌને લોહીલુહાણ કરી નાખનારી મોટી અંગ્રેજ કુમક દોડતી ચાલી આવે છે.

કુમકની રાહ જોતા અંગ્રેજ હોનારતના વસમા દિવસો વીત્યે જતા હતા.

# ૩૨

# દિલ્હી પડયા પછી

દિલ્હી પડયું હતું, અને અંગ્રેજ મહાસેનાની પાછો બદલાતો હતો. ઑગસ્ટના ૧૩મા દિવસે સર કોલીન કૅમ્પબેલ કલકત્તા પહોંચ્યો હતો અને તરતજ સર કોલીન અંગ્રેજ મહાસેનાની બનીને અલ્હાબાદ પહોંચતો હતો.

સર કોલીન પાસે દિલ્હીનો ગઢ તો આવ્યો હતો, દિલ્હીના લાલ કીલ્લાપર અંગ્રેજ ઝંડો ઉડતો થયો હતો અને દિલ્હીના કબ્રસ્તાન પર અંગ્રેજી હકુમતની લોખંડી એડ ફરતી થઈ હતી, પણ સર કોલીનની ચિંતા વધતી જ જતી હતી. દિલ્હીની આગ હિંદભરમાં પથરાતી થઈ હતી. દિલ્હીની બચેલી ટુકડીઓ કાનપુર, લખનૌ ને આસપાસ પથરાતી થઈ હતી, કુમારસીંગે ઘર સળગાવીને હોળી ખેલવા ઝંપલાવ્યું હતું, નાનાસાહેબ ને તાત્યિાએ અંગ્રેજી હકૂમતની ચારેકોર ભયાનક તંતુઓ દોડતા કર્યા હતા. સર કોલીન એ બધાનો ખાત કરીને હિંદને

ગુલામ બનાવી દેવાના દાવ વિચારતો, હિંદને ફરી જીતવાના વ્યૂહ ગોઠવતો હતો.

મદ્રાસથી અને સીલોનથી, ચીનથી આવેલાં લશ્કરોને એ હિન્દી ભોમ પર વહેંચતો હતો. એનો વ્યૂહ હિન્દી ધરતી પર અનેક ચીરાઓ પાડતો હતો, ટુકડાઓ વહેંચતો. દરેક ટુકડા પર અંગ્રેજી આફત ઉતારવાના એ આંક ગોઠવતો હતો. તે માટે કલકત્તાનાં કારખાનાંમાં નવી તોપો થતી હતી, નવાં આયુધો બનતાં હતાં. દારૂગોળો જમા થતો હતો, હથિયાર ને દારૂગોળાની હિલચાલ માટે વાહનોનો બંદોબસ્ત થતો હતો, રસ્તાઓ સમરાતા હતા, નવી ચોકીઓ ચણાતી હતી, નવી શિક્ષાઓ ને નવી લાલચો ઘડાતી હતી, અંગ્રેજી ફોજ માટે નવા તંબૂઓ નવા ડગલા ને નવા પટ્ટા તૈયાર થતા હતા. સર કોલીન બધું નવેસરથી ગોઠવતો હતો.

અને એની આંખમાં ભોંકાતા શૂળ જેવું લખનૌ એની નજરમાં ખેંચાતું હતું. હેવલોક અને આઉટરામ હજુય લખનૌની અંગ્રેજી છાવણીમાં ઘેરાયેલા પડયા હતા, આલમ બાગ પાસે હજુયે અંગ્રેજી ફોજ લોહી ઊબકતી લોટતી હતી.

લખનૌ પર જેહાદી ઝંઝાવત કપરો બન્યો હતો. "દિલ્હી તો પડયું હતું પણ લખનૌ!" અંગ્રેજ મહાસેનાની પોતે બધાં લાવ લશ્કર લઈને, અલ્હાબાદ ને કાનપુર થઈ લખનૌ પહોંચવાનો નિરધાર કરતો હતો. સર કોલીન અલ્હાબાદ પહોંચ્યો હતો ને ત્યાંથી ઉતાવળો કાનપુર જવા નીકળ્યો હતો.

અલ્હાબાદથી કાનપુરના રસ્તાપર અંગ્રેજ બહાદુર સર કોલીન એક બળદગાડામાં વેશ પલટો કરીને ડગલાતો હંકાતો હતો. ચારેકોર તાતિયાના નામની હાક વાગી ગઈ હતી. એણેયે અત્યાર સુધીમાં તાતિયાની અનેક થપ્પડો ખાઈ લીધી હતી.

ત્યારે એકાએક થોડે દૂરથી લહેરાતી જતી એક હાથીની લંગાર બીજે રસ્તેથી જતી દેખાઈ. સર કોલીને કપાળ પરથી પરસેવો લૂછતાં ઉતાવળા હોઠ ફફડાવ્યા, “ કોણ.....કોણ!”

“ તાતિયો...તાતિયો...... ” ગાડીવાન જોઈ રહ્યો.

“ ક્યાં જતા હશે ? ”

“ શેર ઘાટી પર થઈને... ”

“ અને આપણે ? ”

“ આપણેયે ત્યાં થઈને નામવર. ”

અને નામવરના રામ રમી જતા લાગ્યા, “ આરસ્તેથી પાછું વાળ....આપણું ગાડું. ”

એમ કરતા નામવર ૩જી નવેંબરે કાનપુર પહોંચ્યા. બ્રીગેડિયર ગ્રાન્ટ ત્યાં મોટી ફોજ લઈને પહોંચી ચૂક્યો હતો. ગ્રેટહેડ દિલ્હીથી જંગી ફોજ લઈને આવી ગયો હતો, બંનેએ પોતાના રસ્તામાં આવતાં ગામડાં લૂટયાં હતાં ને સળગાવ્યાં હતાં, બંનેએ રસ્તામાં આવતાં અનેક અત્યાચારો વહેતા મૂક્યા હતા, બંનેએ રખડતા કોઈપણ સુદ્રઢ શરીરને પકડીને વીંધી નાખ્યું હતું કે લટકાવી દીધું હતું.

અંગ્રેજ બહાદુરો નાના મોટા નીલ બનીને, અંગ્રેજી હેવાનિયતના બેનમૂન નમૂના બનીને, હિંદ પર ગુલામી ઠોકવા, લશ્કરો લઈને હંકારતા હતા.

સૌથી પહેલો બ્રગેડિયર ગ્રાન્ટ પાંચ હજારની જંગી ફોજ લઈને રવાના થયો, અને આખા રસ્તામાં તાતિયા ને કુમારસીંગની

ટુકડીઓના માર ખાતો આલમબાગ પહોંચ્યો. આલમબાગ પર ખોટકાઈ ને પડેલી અંગ્રેજ સેનાને એણે સેંકડો ઊંટો પર લાદેલા ખોરાક ને દારૂગોળાના જથ્થા સુપરત કર્યા. પછી અંગ્રેજ મહાસેનાની સર કોલીન અને કૅમ્પબેલની સૌથી મોટી ફોજે લખનૌ પર પહોંચવા ગંગાને ઓળંગી. અનેક ટુકડીઓ, હાથી, ઘોડાઓ, ઊંટો, અને પગપાળી ટુકડીઓ તથા તોપોની લંગારવાળી એ વિશાળ સેનાની પૂંછડી અને ડાબી જમણી પાંખ સાચવતા, પતિયાળા, નાભા, ઝીંદ અને નેપાલના જંગબહાદુરે રવાના કરેલા અનેક કુત્તાઓ અખંડ ભસતા દોડતા હતા.

એવો અંગ્રેજ મહાસેનાની કોલીન લખનૌ પર ચઢતો હતો. લખનૌ પર અંગ્રેજ ગીધડાં ઊડી પડયાં હતાં, અને કાનપુરના શબ પર પહેરો ભરવા અનેક યુરોપિયન સંગ્રામોમાં શૂરવીર ગણાયેલા સરદાર વિંધામને એક મોટી અંગ્રેજ ફોજ આપી, મૂકવામાં આવ્યો હતો.

આલમબાગપર ચાંચો તલસતી હતી, પાંખો ફફડતી હતી. ચિચિયારી કરતી અંગ્રેજ જાલિમ જમાત લખનૌના શરીર પર તૂટી પડવાના છેલ્લા દાવ ગોઠવવા એકઠી મળી હતી. એ અંગ્રેજી બેસણામાં હેવલોક હતો, આઉટરામ હતો, પીલ હતો, દિલ્હીનું ખૂન ખાઈ ને તાજા આવેલા ગ્રેટહેડ અને હોડસન હતા, બ્રીગેડિયર હોપ ગ્રાન્ટ હતો, અને આયર હતો, અને એ સૌનો પ્રમુખ મહાસેનાની સર કોલીન પોતે હતો.

એ બધા કેમ હતા ?

કારણ કે લખનૌ ઘવાઈને લોહી ઊભકતું પડવાનું હતું. પડેલા લખનૌના અંગેઅંગમાં ઉચ્છેદ થવાનો હતો. અંગ્રેજી મેળો તેથી જામ્યો હતો. હિન્દી જેહાદનો બીજો ગઢ તૂટવાનો હતો.

નવેંબરની ૧૪મીની વહેલી સવાર નક્કી થઈ હતી, અને ૧૩મીની રાતના અંગ્રેજ મહાસેના આલમબાગ પર પાંખો પાથરીને મસલત કરતી હતી.

એ મસલતમાં મદદ રૂપ થવા અંદરની છાવણીમાં ઘેરાઈ ગયેલા આઉટરામ અને હેવલોકે પણ પોતાના જાસૂસ સાથે લખનૌનો અંગ વિચ્છેદ કરવાનો નકશો ચીતરી મોકલ્યો હતો.

## ૩૩

# હિન્દી..... બે હજાર

લખનૌ પર નવેંબરનો ચૌદમો દિવસ ઊગ્યો ત્યારે તોપો બરાડી ઊઠી, છાતીઓ વીંધાઈ ગઈ, તરવારો તરવારો સાથે અથડાઈ ઊઠી, લખનૌને ફરતી રણખંજરીએ રણકાર કર્યો. લખનૌએ એક થઈને અંગ્રેજ જાલિમને પડકાર્યો. લખનૌના આઝાદ લડવૈયાઓએ, લખનૌનાં નરનારીઓએ હિંદી ખમીર ખુલ્લાં મૂકવાં.

એમ નવેંબરનો ચૌદમો સૂરજ ઊગ્યો ને આથમી ગયો. પંદરમો દિવસ ઊગ્યો ને ખપી ગયો, ત્યારે મડદાંના ઢગલા પરથી અંગ્રેજ ગીધરાજ લખનૌમાં પેઠો હતો. લખનૌનો એકેએક દરવાજો મરણિયો દોકતો હતો, લખનૌની એકેએક શેરી ખાંડાં ખખડાવતી ઊભી થઈ ગઈ હતી.

લોહી નીંગળતો મોલવી મહાલતો હતો, નઝીમહુસેન અંગ્રેજ

દંતૂશળના ભૂકા કરતો ભમતો હતો, ભુલીસીંગ ખંજર લઈને દરેક દિશામાં ઘોંચતો દોડતો હતો, હિંમતસિંહ મરતો મરતો હાથ ઊંચકીને આગળ બતાવતો હતો, કુમારસિંગ કાળો કેર વરતાવતો મચી પડયો હતો, દુલીપસીંગ એકલો દોડી ગયો હતો.

તોયે દિલખુશ બાગ તૂટયો હતો ને પડયો હતો. સર કોલીન ત્યાં જ ૧૫મીની રાત સુધી પડયો હતો.

પાછો નવેંબરનો ૧૬મો દિવસ એવો જ ભયાનક ઊગતો હતો.

અને મોલવી અહમદ, કુમારસીંગ સાથે મસલત કરતો હતો, " આપણે ભાગી જવાની આ જ તક છે, ફરજ છે અને સિકંદરબાગના બે હજારને ખપી જવાનીયે આ જ તક ને ફરજ છે. " બંને મહારથીઓ એકબીજાની આંખમાં જોઈ રહ્યા. કુમારસિંગે એક પળ વાર આંખ મીચી, ને મોલવી પર વેદના રેડતો બોલી ઊઠયો, " બે હજાર કોણ છે ? "

" હિન્દી." મોલવી ખડખડાટ ખખડયો, અડધા હિન્દુ, અડધા મુસ્લીમ,...કુમાર ! આજે સિકંદર હિન્દુ–મુસ્લીમનું લગ્ન કરશે, આજે સિકંદર બાગમાં હિન્દુ-મુસ્લીમ સંસાર, હિન્દી બનશે. એ મહાસંસાર અંગ્રેજી સંહાર મચાવશે. એ સિકંદર બાગમાં આજે આપણા એક લોહીનો, એક સુખદુ:ખનો સંસાર મંડાશે. એક પળ...બે પળ...સિકંદર બાગનો સોહાગ, હિન્દી ભોમ પર એકતાનો યુગ રચશે....મારી ખાતરી છે."

" પણ...બીજો એકે ઉપાય નથી શું ?"

" એક નહિ, અરધો નહિ. આખો બાગ અંગ્રેજ ગીધડાંથી ઘેરાઈ ગયો છે, તોપો મંડાઈ ગઈ છે, બે હજાર પર સ્કોટલેન્ડના હાઈલેન્ડરો ને અંગ્રેજ હરોળો મંડાઈ ચૂકી છે......કોઈ ઉપાય નથી."

"તો......!"

"કોઈ પણ, 'તો' ને અવકાશ નથી, માત્ર એક જ આશા છે."

"શી ?"

"મેં એ જ તપાસ કરાવી હતી કે સિકંદર બાગમાં કોણ સરદાર છે ? શી સ્થિતિ છે ? ને મને જવાબ મળી ગયો છે."

"કે...!" કુમારસિંગ અધીરો થયો.

"કે, બધું બરાબર છે. સિકંદર બાગની ચિંતાનો ભાર ફેંકી દઈને તમે તમારું સંભાળો. અમે બે હજાર છીએ. બે હજાર માટીડાઓ મરી ફીટશે, બે હજાર એક છે ને એક હિન્દી છે."

"બે હજાર માટીડા ભલે મરે." કુમારસિંગની વૃદ્ધ આંખોમાં ચળકાટ આવ્યો.

"બે હજારની માટીમાં હિન્દી ખમીર ભલે જીવે." અહમદશાહે બે હજાર પર ભયાનક નજર નાખી.

અને સિકંદર બાગની દીવાલ પર અંગ્રેજ તોપો ફૂટી પડી. સિકંદર બાગ પર અંગ્રેજી નિશાનો મંડાઈ ગયાં.

"બહાર આવો, ને શરણે થાઓ." બે હજાર પર અંગ્રેજી અવાજ મંડાયા.

સિકંદર બાગના ભવનમાંથી બે હજાર હસતા હતા.

"એવા મરણિયા બે હજારનો સરદાર કોણ છે ?" અંગ્રેજશાહી ઝંખવાતી હતી.

જોતજોતામાં સિકંદર બાગની દીવાલો બે બાજુથી આડી થઈ

ગઈ હતી.

એક તરફ હાઈલૅન્ડરોની ફોજ લઈને એવર્ટ ઊડતો હતો, બીજી બાજુ શીખ વફાદારો લઈને પોવેલ કૂદી પડયો હતો. બંનેએ ભયંકર ચિચિયારી કરી ભયાનક તરવારો તાણી હતી, બંનેના ભયાનક ધસારા નીચે સિકંદરબાગની ધરતી કચડાઈ જતી હતી. જાણે રોકાશે જ નહિ એવો ભીષણ એ હલ્લો હતો.

પણ અંદરની જીવતી દીવાલો પર અથડાઈને બંને ધસારા થંભી ગયા હતા. સિકંદરબાગના પથરા પર કાપણી કરતી હાઈલૅન્ડર ને શીખ હરોળ વધેરાતી હતી. શીખ સુબેદાર ગોકુલસીંગ ગોળી ખાઈને ગબડતો હતો ને ગબડતા શીખ ગોટીલાની જગા લેવા કુપર, તરવાર તાણીને ધસતો હતો. કુપર સાથે એવર્ટ હતો, એવર્ટ સાથે જોન લુમ્સડેન હતો. સૌ સાથે ભયાનક બનેલા હાઈલૅન્ડરો અને શીખ વફાદારો હતા.

આ ઓચિંતા હલ્લાથી એક પળવાર સિકંદરની હરોળ હચમચી ઊઠી અને તરત જ તેના નાયકે ( લુધિયાણાનો આગેવાને ) ત્રાડ દીધી. "દોસ્તો તૂટી પડો...વિજય કરો ઔર મરી ફીટો."

અને કુપરની ટુકડી સાથે તરવારો અથડાઈ. કુપર પર પેલો નાયક હવામાં કૂદ્યો હતો અને કુપર ને એની તરવાર એકબીજાની આરપાર ભોંકાઈ ગઈ હતી. બંને એક સાથે ઢળી પડયા હતા.

પછી લુમ્સડેને એની હાઈલૅન્ડર તરવાર જોરથી વીંઝવા માંડી હતી ને એના મારાઓને શાડ નાખી હતી, "સ્કૉટલૅન્ડના માન ખાતર તૂટી પડો."

બીજી બાજુથી સ્કૉટલૅન્ડના મારાઓ પર ત્રાડ તડૂકતી હતી, "હિન્દી માન ખાતર મરી ફીટો."

સ્કૉટલેન્ડની ટુકડી પર હિન્દી ટુકડીએ છલંગ દીધી હતી અને સ્કૉટલેન્ડના અંગ્રેજ મારાઓ પર ચોટી પડતી કપાઈ જતી હતી. પણ એક પાછળ બીજી ટુકડી ફાળ ભરતી હતી, બીજી પાછળ ત્રીજી ત્રાડ દેતી હતી.

અને એને એ શું સૂઝ્યું ? એણે એક પળમાં સામું જોયું. એણે હિંદીમાનનું ખમીર હલકતું દીઠું ને એ પહેલી નજરે હિંદીમાન પર મોહી પડ્યો.

"હિન્દ, હિન્દ..." હિન્દીમાન પર મુગ્ધ થયેલો એ શીખ વફાદારીમાંથી વછૂટ્યો ને તરવાર તાણી ચિત્કાર કરતો કૂદ્યો. પંજાબની શીખ એણે એક ફાળ ભરીને ઢાંકી દીધી. અંગ્રેજ જાલિમ તરફની વફાદારીનું પાતક એ આખી શીખ કોમ માટે મરણને માત કરીને ટપી ગયો.

એની ફાળ નીચે લુમ્સડેનની ખૂની તરવારની સ્કૉટલેન્ડની બનાવટ ટુકડા થઈને નીચે પડતી હતી અને બીજી જ પળે એ મહારથીની ત્રાડ નીચે લુમ્સડેનનું મોઢા વિનાનું શબ ગબડતું હતું.

સિકંદર બાગ પર એવી જેહાદ ઝઝૂમી પડી હતી.

એકેએક ઝાડ નીચે જેહાદે એનો લડવૈયો મૂક્યો હતો, એકેએક પથ્થર પર આ જેહાદે એનું રુધિર રેડ્યું હતું. સિકંદરની માટી એના બે હજારનું ખમીર ખપતી મસ્તાની ડોલતી હતી. બાગ પરથી અંગ્રેજ શિકારીઓ અંદરના આવાસ પર તૂટી પડતા હતા.

આવાસનો ઉંબરો લોહી ઉલેચતો હતો, આવાસનાં બારી બારણાંએ શબ ખડક્યાં હતાં, આવાસની એકેએક સીડીના એકેએક પગથિયે આડી તરવારો ધરી હતી, રુધિરની ધારો રેડી હતી. આવાસનો એકેએક ખૂણો જીવનમરણની આપલેથી ખખડી ઊઠ્યો હતો.

બે હજારનાં બે હજાર મુડદાં સાંજ પડતાં સૂસવતાં હતાં!

"ના,ના, ચાર ઓછાં છે." અંગ્રેજી ત્યાંય ચિચિયારી કરતી હતી.

"પણ ચાર કેદ પકડાયા નહોતા." અંગ્રેજ ગરુડને ટપી ગયા હશે!" એવો અંદાજે નીકળતો હતો.

એવો સિકંદર બાગ એના બે હજાર માટીડાથી મગરૂર બન્યો હતો. એવા સિકંદર બાગ પર, ફરી જાગી ઊઠવાનો શંખ ફૂંકાવાની રાહ જોતો હિન્દ આડો થયો હતો.

સિકંદર બાગ, સિકંદર બાગ! હિન્દુ મુસ્લીમ માટીનો બનેલો સિકંદર બાગ "બે હજારી બાગ" બન્યો હતો ને અત્યાર સુધી પહેલા સંગ્રામનો જેહાદી ઇતિહાસ શ્વાસ તૂટ દોડતો આ બે હજારની હિન્દી શહાદત પર મુબારકબાદી મૂકવા શ્વાસ અટકાવી એક પળવાર થંભી ગયો હતો.

સિકંદર બાગ બે હજારી બાગ બન્યો હતો.

સિકંદર બાગ પર હિન્દી તાજિયો ચણાતો હતો, બે હજારી બાગ પર હિન્દી પાળિયો આવતી કાલ પર કૂદી પડવા બેઠો હતો. બે હજારી બાગ પર હીન્દી ખમીરનો હજારો અમીધાર વાળો ફુવારો, ફૂટયો હતો.

અને લખનૌ પડયું હતું? અંગ્રેજી જાલિમ લખનૌના ઝઝૂમતા શબ પર આંગળાં કરડતો ૧૬મી નવેંબરની રાતનાં અંધારાં ઉલેચતો હતો.

૧૬મીની રાત ને સત્તરમીનો દિવસ, શાહનજફ પર જેહાદ જમવતો હતો. ૧૬મીની રાત ને સત્તરમીનો આખો દિવસ પતાયેલું લખનૌ બેઠી ઊઠીને દુંદુભિ વગાડતું હતું, બળવાની બાંગ પુકારી ઊઠતું હતું. મરણિયું થઈ ને કૂદી પડતું હતું. શાહનજફ અને મોતી

મહાલ પર મરણ મલકાતું ફરતું હતું.

નવેંબરની ૧૭મીથી નવેંબરની ૨૩મી સુધી અંગ્રેજ જાલિમ જંપ વિના પૂછતો હતો ને આંગળાં કરડતો કરાંજતો હતો. હજુયે લખનૌ પડયું નહોતું.

અંગ્રેજી શયતાનિયત છેવટે એક સચ્ચાઈને નાગી નજરે દેખતી હતી કે, “ સિપાઈઓનો બળવો નહિ, આ તો હિન્દી આઝાદીની જેહાદ છે જેહાદ.”

અને અંગ્રેજી પણ, એનાં લોહિયાળ જટિયાં તીંઝતો, માનતો હતો કે, હવે તો લખનૌ પડ્યું છે અને એમ માનીને, ૨૩મી નવેંબરે અંગ્રેજ છાવણીના તૂટી પડેલા મેરા નીચે, ગરદન સેરવતો, અંગ્રેજી છાવણીના હાલહવાલ દેખવા, દોટ દેતો હતો; ત્યાં ત્રાડ પડતી હતી, અંગ્રેજી હરોળો ગોઠણ ભર થતી હતી, અંગ્રેજી ફોજને એક છેડેથી બીજે છેડે હવા દોડતી હતી, “ તાતિયો, તાતિયો......તાતિયો ટોપ.”

“ પણ ક્યાં ? ” બહાદુરો થડકતા હતા. દેવલોક એની મરણ પથારીમાંથી પૂછતો હતો.

“ અહીં નહીં, કાનપુર પર.”

અંગ્રેજી બહાદુરો સંતોષની હેડકી ખાતા હતા, અને દેવલોક અંગ્રેજી વિજયના આનંદમાં મરણ પામતો હતો.

# ૩૪

# તાતિયા ટોપે

“મારા માથાના આઝાદ ખંડમાં મેં અનામત રાખ્યા છે.” ત્યારે નાનાને તાતિયાએ કહ્યું હતું.

“લડવૈયા ?”

“જી.” અને એ ચૂપચાપ ગ્વાલિયર ઊપડ્યો હતો. ગ્વાલિયરમાં સીંધિયાથી ચૂપચાપ, અંગ્રેજોથી ચૂપચાપ એ છાવણીમાંથી એક રેજીમેન્ટને લઈને નાઠો હતો. પછી રસ્તે રસ્તે એણે સભાઓ ભરી હતી. સભાઓમાં તાતિયો બોલ્યો હતો અને ખેડુતોએ એને દીકરા દીધા હતા.. તાતિયાએ તેમની કિસાન કતાર રચી હતી. તાતિયાએ તેમાંથી લશ્કર બનાવ્યું હતું, અને એ લશ્કર લઈને હેવલોકની પૂંછડી તાણી તાણીને, લખનૌને રસ્તેથી પાછો વાળ્યો હતો, કલ્પીનો કિલ્લો સર કર્યો હતો. અને આજે જમનાને ઓળંગી એ જ તાતિયો વીંધામની સામેસામ ગર્જના કરતો ગોઠવાતો હતો.

"પણ વીંધામે તો યુરોપનાં સમરાંગણો જીત્યાં હતાં, વીંધામ પાસે કેળવાયેલું અને ઊંચી જાતનાં આયુધોવાળું વિશાળ લશ્કર હતું, તેનું શું?"

તેનું કાંઈ નહિ, તેનું કાટલું કાઢી દઈશ...મારી પાસે મરી ફીટવાની મરજીવાળી કિસાન કતાર છે. તે વીંધામના પક્ષમાં જો લશ્કરી શિસ્ત છે, વ્યવસ્થા છે, વિશાળ સંખ્યા છે તો મારા પક્ષમાં આઝાદીની આતશ છે. મારી સામે વીંધામ તેથી જ એનો યુરોપનો અનુભવ નકામો ગુમાવશે ને મારી સામે તેથી જ એની કતારો લોહી ટપકતી ભાગી જશે.

૯મી નવેંબરે તાતિયાએ એની ટુકડીઓને કલ્પીમાં સજ્જ કરી અને લખનૌના સમાચાર પર કાન માંડી, ચોસઠ માઈલ દૂર પડેલા કાનપુર પર નજર ગોઠવી રહ્યો.

એને સમાચાર મળ્યા કે કૉલીને લખનૌ પર હલ્લો કર્યો છે, કે તરત જ એણે જમના પર છલંગ મારી, દોઆબ પર દોટ મૂકી, અને જમનામાં આયુધો ને નાણું છુપાવી, કાનપુરથી થોડે દૂરનાં ગામડાં રોકીને પડ્યો.

એણે એક તરફ ત્યાંથી નગારાં ખખડાવ્યાં ને બીજી બાજુ એની તરવારની અણિ શિવરાજપુર તરફ લંબાવી. એણે શિવરાજપુરનો આખો રસ્તો કબજે કર્યો. વીંધામ શાંતિથી તાતિયાની દોટ દેખી રહ્યો. અયોધ્યા તરફ ઊતરીને એ પોતાની પીઠ પર આવે છે કે સીધો કાનપુર પર તૂટી પડે છે, તે એને નક્કી કરવું હતું.

પછી નવેંબરની ૨૫મીએ તાતિયો શ્રીખંડી થઈને પાંડુ નદી પર પડ્યો અને વીંધામે એનો ભેટો કરવા કલ્પી પાસેની નહેરના પુલનો કબજો લીધો. હવે બંને સામસામા આવી ગયા હતા.

નવેંબરની ૨૬મીએ અંગ્રેજ તોપો તાતિયાની પાંખ પર તૂટી

પડી અને પાછળ વીંધામના ઘોડાઓ કામઠાંમાંથી તીર છૂટે એમ છૂટ્યા. તાતિયો પાસેની ઝાડીમાં ગોઠવાઈને ઠંડે કલેજે અંગ્રેજી હરોળો પર તોપમારો ચાલુ રાખતો હતો. પછી વીંધામના ઘોડાઓના હલ્લા નીચે તાતિયાની એક બાજુ નાઠી અને ઝાડીમાં ઊંડે ભરાઈ. વીંધામના બહાદુરો અંદર ગયેલા સાવજને શોધવા જવાની હિંમત કર્યા વિના ત્રણ તોપો લઈને વિજયી થઈને પાછા ફરતા હતા.

ત્યારે તાતિયો તૂટી પડ્યો. વીંધામના ઘોડાઓ પટકાઈ પટકાઈને પડ્યા. વિજયને વરવા અધીરો વીંધામ તાતિયાનો હલ્લો ઝીલી રહ્યો. પછી યુરોપનાં સમરાંગણો સર કરીને આવેલો એ અંગ્રેજ, તાતિયાની ગ્વાલિયરની કતાર અને કિસાનોની ટુકડીઓનો ધસારો ન રોકી શક્યો, ને ચોવીસ કલાક પછી, કપાળે હાથ દઈ બોલતો હતો, "આપણે નાસવાની તૈયારી કરો."

વચમાં થોડા જ આરામ લઈ, ચાલુ લડેલી આઝાદ ફોજને તાતિયો હુકમ કરતો હતો, "આપણે વીંધામની પાછળ પડવાનું બ્યૂગલ ફૂંકો." સવારથી અગિયાર વાગતાં સુધી, વીંધામને થકવતો, મુંઝવતો, વીંધામની પાંખોને પીંખતો તાતિયો પૂરપાટ દોડ્યો હતો. પણ પછી, કલકત્તાથી આવી પહોંચેલી તાજી હરોળો વીંધામને આવી મળી અને અને વીંધામે પોતાની હરોળો પાછી ગોઠવી.

તાતિયાએ અટકી જવાનો હુકમ આપ્યો. બંને પક્ષો થાક ઉતારતા હતા. તાતિયાએ પણ આડા થવાનો ને નાસ્તો કરી લેવાનો આરામ આપ્યો હતો.

ત્યારે તાતિયો એનો ઘોડો બદલતો હતો, અને ઘોડા પર જ ચણાને ગોળ ચાવતો, એની ઘોડેસવાર ટુકડીઓને ઝાડીઓના ઝુંડમાં ચક્કરગોળ ફેરવતો, વીંધામની પીઠ પાછળ અર્ધ ચક્રાકાર ગોઠવાતો હતો; અને અંગ્રેજી વીંધામ, આરામ કરતો,

તાતિયાની હરોળને પોતાની સામે જ પડેલી સમજતો તૂટી પડવાની તૈયારી કરતો હતો.

ત્યાં વીંધામની બંને બાજુથી તોપો બરાડી ઊઠી વીંધામની ઉત્તર પડખે જ જવાનો માર્ગ હતો, પણ ત્યાં તાતિયો અર્ધચક્રાકાર બનીને ઘૂમતો હતો.

વીંધામે એ અર્ધચક્રાકારને ભેદવાના ધસારા કર્યા પણ તાતિયાની તોપો એના ધસારાને વીંખી નાખતી હતી. પાછો આવડો મોટો અંગ્રેજ નાસી છૂટવાનો વિચાર કરી રહ્યો અને તાતિયાનો અર્ધ વર્તુળ વધારે ને વધારે ભીંસ કરી પાસે ને પાસે આવી રહ્યો.

સૂરજ નમતાં વીંધામ એની ટુકડીઓ સાથે મરણના મુખમાંથી લોહી નીગળતો ભાગતો હતો. હજારો તંબૂઓ, ઊંટો, ગાડીઓ, બળદો અને અનાજની ગૂણો, અને કપડાં તાતિયાના હાથમાં આવ્યાં હતાં. એ બધાનો કબજો લેવાનો હુકમ આપી તાતિયો વીંધામ પાછળ પડ્યો. વીંધામ કાનપુરમાં પેઠો પણ તાતિયાના ધસારાએ અંગ્રેજ વરાહને ત્યાંથી બહાર કાઢ્યો; પાછો વીંધામ નીકળ્યો ને નાઠો ને નાસતા વીંધામની જમણી પાંખ તદ્દન કપાઈ ગઈ હતી. બ્રીગેડિયર વીલ્સન, કૅપ્ટન મેક્રીઆ, મેજર મોરફી, મેજર સ્ટર્લીંગ, લેફ્ટેનન્ટ ગીબીન્સ બધા અંગ્રેજ બહાદુરો રણમાં રગદોળાઈ ગયા હતા.

વીંધામની અંગ્રેજી ફોજ ધૂળ ચાટતી થઈ ગઈ હતી, અને તાતિયાએ એક જ ધસારે આખું કાનપુર કબજે કર્યું હતું. કાનપુર પર આઝાદ લીલો ઝંડો ફરકી ઊઠ્યો હતો. કાનપુરના કિલ્લાના કાંગરા પરથી તાતિયો વિજયની તોપ ફોડતો હતો અને ત્રાડ દેતો હતો.

અંગ્રેજ મહાસેનાની સર કોલીનના કાનનો પડદો એ જ તોપે હલાવી દીધો હતો. અંગ્રેજી હરોળોનાં હાડમાં એજ ત્રાડ થડકી ઊઠી હતી.

૩૫

# લખનૌ લાંબું પહોંચ્યું

"તે હેં,...આપણે લખનૌ લીધું છે ?" સર કોલીન અકળાયેલો પૂછતો હતો.

"ના, નામદાર, હજુ તો...હજુ તો..."

"શું ?"

"અહમદશાહ મોલવી ફૈઝાબાદની ફાંસીખોલી વાળો..."

"હજુ લખનૌમાં જ છે ?"

"જી."

"શી ખાતરી ?"

"કારણ કે, લખનૌએ હજુ હથિયાર હેઠાં મૂક્યાં નથી."

"લખનૌ લાંબું પહોંચ્યું..." અંગ્રેજ જાલિમે જટિયાં હલાવ્યાં,

ને છાંછિયું કર્યું, " તો તો આઉટરામ જાય, તાબડતોબ જાય ને જુએ કે કાનપુરની શી સ્થિતિ છે ! આઉટરામ અહીંથી ફોજ લઈને જાય..."

" લખનૌ પડયું છે, નામદાર." છેલ્લા સમાચાર સાંપડતા હતા.

" પડયું છે ? " સર કોલીનની હાય ફાટતી હતી.

" પૂરેપૂરું."

" તો તો, વો તો..." સર કોલીન યોજના બદલતો હતો," તો આઉટરામ ચાર હજારની ફોજ સાથે આલમબાગને ઘેરીને પડે અને હું જ જાઉં તાબડતોબ...હું જ કાનપુર જાઉં."

અને આઉટરામ આલમબાગ પર પડયો. અને કોલીન કાનપુર પર ચઢયો. ત્યારે અહમદશાહ મોલવી લખનૌને ચૌટે પડો વગડાવતો હતો, " લખનૌ પડયું નથી, લખનૌની કોઈ પણ ટુકડીએ લખનૌને છોડવાનું નથી, લડવાનું છે."

તાતિયાએ ત્રાડ દઈને, કાનપુરને લઈને, લખનૌને પડતું અટકાવી રાખ્યું હતું.

" કુમારસિંગ તમે જાઓ...અહીં હું એકલો પૂરતો છું, તમે કાનપુર પહોંચી જાઓ, કોલીનની લગોલગ." અહમદશાહ મોલવી, કુમારસિંગ સાથે મસલત કરતો હતો, અને કુમારસિંગ એની કતાર સાથે લખનૌ છોડતો યાદ આપતો હતો,

" જો, જો, સંભાળજો. લખનૌ હવે વધારે વાર ટકશે નહિ. મરવા માટે લખનૌની જ ધરતી પર ન રોકાઈ રહેજો."

" ભલે." બોલતો મોલવી વૃદ્ધને ભેટતો હતો, એંશી વરસનો વૃદ્ધ કુમારસિંગ, ઘોડાની પીઠ પર છલંગ મારતો, લગામ ખેંચતો

હતો. અને મોલવીએ આલમબાગ પર પડેલા અંગ્રેજી વરાહનો વધ કરવા જવાનું સાહસ ખેડનારા મરણિયા તૈયાર કર્યા. મોલવીએ સૌની આગળ ત્રાડ દીધી અને આલમબાગ પર દોડી ગયો, પણ અંગ્રેજ ફોજ સાથે લોહી નીગળતો પાછો લખનૌમાં આવ્યો. લખનૌની બેગમ બગડી હતી. મોલવી સામે એણે કાવતરું રચ્યું હતું, આઝાદ ફોજની જીવતી રહેલી ટુકડીઓ તૂટતી હતી.

" લખનૌ તૂટે છે." મોલવી વિષાદથી બોલતો હતો, અને અને તૂટતા તાર ટકાવી રાખતો, લખનૌ પડવાની પળો ગણતો, લડાઈ ચાલુ રાખતો હતો. એની આખી નજર કાનપુર પર મંડાઈ હતી, " જો કાનપુરમાં કોલીન કથળી જાય, તો હિંદી જેહાદ કામયાબ છે." બોલતો મોલવી લખનૌ પર ચોકીઓ ગોઠવતો, આલમબાગ પર લોહી છાંટતો વિકરાળ કાળ વિતાવતો હતો.

અને અંગ્રેજ મહાસેનાની કોલીનના રથને ખોટકાવી નાખવા એક પળ પણ અટક્યા વિના તાતિયો કામે લાગી ગયો હતો. એણે કાનપુરના રસ્તાઓ પર ગોરીલા ટુકડીઓ ગોઠવી હતી. એણે અયોધ્યા પાસેનો પુલ તોડાવી નાખ્યો હતો, અને ત્યાં તોપો ગોઠવાવી રાખી હતી. તાતિયાના ખંડમાં નાનાસાહેબ અને કુમારસિંગ આવી પહોંચ્યા હતા અને ગોઠવણી કરવા મંડી ગયા હતા.

નવેંબરના ૩૦મા દિવસે કોલીનની ફોજમાં જંગબહાદુરના નવ હજાર નેપાલીઓ ઉમેરાયા હતા. સર કોલીન અંગ્રેજી માલિકી માટે ગુરખાઓનું ખંજર ધરીને આગળ વધતો હતો. અંગ્રેજી જાલિમના હાથમાં જંગબહાદુરની નરાધમતા હિંદી ભોમને ચીરતી હતી.

તાતિયાની તોપોના ધોધમાર નીચે સર કોલીન કાનપુર પર તૂટી પડવા, ગંગા ઓળંગતો હતો. તાતિયાએ એની ડાબી પાંખ ગંગા અને કાનપુર વચ્ચે ગોઠવી હતી. તાતિયાની ફોજનો મધ્ય ભાગ

કાનપુર નગરમાં પહોંચતો હતો અને તાતિયાની ફોજની જમણી પાંખ ગંગાની નહેર પરના પુલને અરધો ઢાંકી દેતી હતી.

તાતિયાનો વ્યૂહ આબાદ હતો. એ વ્યૂહની રચનાએ કાલીનને ડિસેંબરના પહેલા બે દિવસ સુધી મુંઝવેલો રોકી રાખ્યો અને બીજીએ જ તાતિયાએ કાલીનના તંબૂ પર સીધો મારો ચલાવ્યો. ડિસેંબરની છઠ્ઠીએ કાલીનને બધું પરિબળ ને બધી હિંમત એકઠી કરી તાતિયાના આહ્વાનને ઉપાડી લેવાની ફરજ પડી. એણે સાત હજારની કતારને આ મગરૂર બળવાખોરોની જમણી પાંખ પર ધસારો કરવા દોડાવ્યા, અને તાતિયાનું ધ્યાન બીજી બાજુ તરફ દોરવા ડાબી પાંખ પર તોપ મારો શરૂ કરાવ્યો, અને તે સાથે જ તાતિયાના મધ્ય ભાગ પર પણ હલ્લાનો દેખાવ કરવા ગ્રેટહેડને દોડાવ્યો.

જમણી પાંખ પર શીખ વફાદારો ડબલ માર્ચ કરતા દોડતા હતા. હાઈલેન્ડરો ઊડતા હતા, અને પીલની ટુકડીઓ પણ તૂટી પડી હતી. તાતિયાની જમણી પાંખ કપાતી હતી અને તૂટતી હતી. કલ્પીઘાટ પર આઝાદ ફોજ જીવ સટોસટ લડતી કપાતી હતી અને ભાગતી હતી. કલ્પીનો આખો ઘાટ પડ્યો હતો, કાલીનનો વિજય થયો હતો.

તરત જ ડાબી પાંખ પર જોરદાર હલ્લો કરવા, બ્રહ્માવર્તના રસ્તાઓ ઘેરી લેવા, અને તાતિયાને એની આઝાદ ટુકડીઓ સાથે પકડી લેવા, સર કાલીન ઉતાવળાં ફરમાનો છોડતો હતો અને હતારો દોડાવતો હતો.

પણ ડાબી પાંખનો સરદાર નાનાસાહેબ હતો. નાના સાહેબે એની નાની સરખી પાંખને મેન્સફીલ્ડના જંગી લશ્કર પર ફફડાવી મૂકી, ને વચમાંથી વીંધી નાખી. મેન્સફીલ્ડની ટુકડીઓ આ ધસારા સામે ટકયા વિના નાસવા માંડી. નાનાએ તાતિયા અને બીજાઓને નાસી છૂટવા માટે ડાબી બાજુ રસ્તો ખુલ્લો કરી દીધો. કાનપુરનો

મહાસેનાની તાતિયો, એની બચેલી ટુકડીઓ અને તોપો સાથે કાબે રસ્તે નીકળી ગયો.

પણ હોપ ગ્રાન્ટની હરોળો નાસતા તાતિયા, નાના સાહેબ અને કુમારસીંગની પાછળ પડી હતી. શિવરાજપુર પાસે બંને વચ્ચે જીવ સટોસટની લડાઈ જામી. હોપગ્રાન્ટની વિશાળ હરોળોને કાચી પાછો તાતિયો ને કુમારસીંગ નાઠા. નાના સાહેબ પણ બ્રહ્માવર્ત ન જઈ શકયો, અને કોલીનની કતારોએ ફરીવાર બ્રહ્માવર્ત પર પહોંચી નાનાનું નામ નિશાન ભૂંસી નાખવા, નાનાની કોઠીને ધૂળમાં મેળવી દીધી.

કાનપુર સુધી લંબાયેલું લખનૌ હવે કપાતું હતું આલમબાગ પર આડો થયેલો આઉટરામ હવે ઊકળતો હતો. કાનપુરનાં શબને હકનાવતો સર કોલીન, પાછો ફરમાન છોડતો હતો:

"ચઢો, લખનૌ પર." ને વિમાસતો હતો: "લખનૌ ઘણું લંબાયું, આ તે સિપાઈઓનો બળવો કે જનતાની જેહાદ !"

લખનૌ પર આવવા નીકળી ચૂકેલા સર કોલીનના સમાચાર જાન્યુઆરીના ૧૫મા દિવસે મૌલવી અહમદશાહને પહોંચ્યા. અહમદે એ આવતા મહેમાનનું સ્વાગત કરવા જવા ટુકડી તૈયાર કરી.

પછી લડાઈને પાછી ફરતી એ ટુકડી સાથે એક ડોળી હતી. ડોળીમાં મૌલવી પોતે હતો. એની હથેળી વીંધાઈ ગઈ હતી. પછી ફેબ્રુઆરીની ૧૫મીએ એણે સાજા થઈને આલમબાગ પર પાછી ચઢાઈ કરી, અને આઉટરામને છંછેડીને ઊભો કરી દીધો. લખનૌના પાદર પર લોહીલુહાણ લડાઈ ચાલી રહી.

પણ સર કોલીન આવી પહોંચ્યો અને આલમબાગ પર પડેલા આઉટરામ સાથે જોડાયો. લખનૌની ચારે પાસનાં ગામડાંમાંથી આગલી

રાતના ખેડૂતોનાં જૂથ વહેતાં થયાં. લખનૌની જેહાદમાં જોડાવા ગામડાના ખેડૂતોએ પડાપડી કરવા માંડી. અહમદશાહ, લખનૌની જેહાદી સેનાને આખા લખનૌ પર ગોઠવતો હતો દરેક રસ્તામાં ને શેરીમાં અટકાવ ઊભા થતા હતા. ખાડાઓ ખોદાતા હતા. દિલખુશ બાગથી કૈસરબાગ સુધી તોપો ચણાઈ ને ઊભી હતી. સવાર સુધીમાં કવાયતી, શિસ્તવાળી, યંત્રોવાળી, અંગ્રેજી કતારોનો સામનો કરવા, પોતાનાં સાદાં હથિયારો લઈ લઈને લખનૌ પર લોકસમુદાય ઊમટી પડયો હતો, અને બધા મળીને એવા એંશી હજાર મરી ફીટનારા, લખનૌના છેલ્લા દિવસમાં દટાઈ જવાને ઊલટાઈ રહ્યા હતા.

માર્ચના છઠ્ઠા દિવસે અંગ્રેજી જાલિમો લખનૌની ઉત્તરે જીવલેણ હુમલો કરતા તૂટી પડયા. ઉત્તરમાં કોલીનના ત્રીસ હજાર લખનૌને તોડતા હતા, પૂર્વ તરફ આઉટરામ ઊછળતો હતો. આ વખતે લખનૌના એંશી હજાર ' રખડુઓ ' માંથી એક પણ જીવતો ભાગી ન શકે તેવી સર કોલીનની ઉદાર યોજના લખનૌ પર ગોઠવાઈ ગઈ હતી.

આખા વરસમાં આવું લોહી લખનૌમાં પહેલીવાર વહ્યું. માર્ચની છઠ્ઠીથી ૧૫મી સુધી, લખનૌમાં દરેક અંગ્રેજી પગલી પર લખનૌના લોહીની છોળો ઊછળ્યા કરી. અંગ્રેજોએ લોહીની નીકો વહાવીને દિલખુશ બાગ, કદમ રસુલ, શાહ નજીફ, બેગમ કોઠી વગેરે સ્થળોનો કબજો લીધો.

અંગ્રેજ માલિકીએ હિંદીલોમ પર પેશ કરેલી હેવાનિયતમાં માર્ચના ૧૦મા દિવસે હોડસન વીંધાઈ ગયો અને ૧૪માએ આખું લખનૌ પૂરેપૂરું પડ્યું. એકએક ઘર પર અંગ્રેજ ગુંડાની છરી લોહી રેડી રહી, લૂંટ કરી રહી, અત્યાચાર વરસાવતી નાચી રહી. ત્યારે સર કોલીન ખીજવાતો હતો, " પણ મોલવી અહમદશાહ ? "

"એની કતાર લઈને શહાદતગંજ પર ઝઝૂમે છે."

"ઝઝૂમે છે ?" સર કોલીનની ખોપરીનો દરેક વાળ અજાયબીમાં ઊંચકાયો. મોલવી એના મૂઠીભર લડવૈયા લઈને હજારોની અંગ્રેજ ફોજ સામે ઝઝૂમતો હતો. અંગ્રેજી સાપની ફેણા પર ઊછળી ઊછળીને ઘા કરતો હતો, અને બરાડતો હતો : "લખનૌની મધ્યમાં જ્યાં સુધી હું જીવતો છું, ત્યાં સુધી લખનૌ પડ્યું નથી."

લખનૌની વચ્ચોવચ્ચ મોલવીની એ તેગો હજુ જીતાઈ નહોતી. મોલવીના મુઠ્ઠીભર રખડુઓ હજુ જીતાયા નહોતા, શહાદતગંજની વચ્ચેના મકાનમાંથી મોલવી ગરજતો હતો.

અને એકાએક શહાદતગંજના દરવાજા ઊઘડતા હતા. પંજાબી રાઈફલો કરાંજી કરાંજીને તતડતી હતી. હાઈલેન્ડર તરવારો ઊછળી ઊછળીને ભોંકાતી હતી. ત્યારે મોલવી એની ચુનંદી ટુકડી લઈને એ અંગ્રેજી હરોળમાં તીર બનીને વાગતો, અને વીંધીને આરપાર નીકળતો હતો.

"આ જાય......એ જાય......" બોલતી અંગ્રેજ ટુકડીઓ મોલવી પાછળ દોડતી હતી. જોતજોતામાં મોલવી અહમદશાહ એના બિરાદરોને મળવા છ માઈલ દૂર નીકળી ગયો હતો.

પછી સર કોલીનને લખનૌ પડ્યાની પૂરેપૂરી ખાતરી થતી હતી. પછી અંગ્રેજ હેવાન બધાં હથિયાર લઈને લખનૌને કોચતો હતો. જે લખનૌવાસી હતું, તેને માટે મરણ તો હતું જ પણ ભાગ્યવાનને દયામય મરણ મળતું હતું, બીજાઓને અત્યાચારથી ચૂંથાયેલું મરણ મળતું હતું.

એક પછી બીજું જૂથ મરવા માટે ધગધગતી રેતીમાં ઘસડાતું હતાં, સ્ત્રી ને પુરુષનો ભેદ ભુલાતો હતો. તરફડતા દેહ કોચાતા હતા.

બીજાં જૂથની જીવતી હરોળ સાથે જાતજાતના ગેલ થતા હતા અને એક મોટી તાપણી ચેતતી હતી. લાકડાં ને શરીરોની પીડિત લોથો એ સળગતી અંગ્રેજ તાપણીઓમાં પડતી હતી. એવી તાપણીઓ રાતની લહેરોમાં ને સળગતી લૂમાં તપતી રહેતી હતી. એના નહિ હોલવાતા અંગારા પર ચિત્કાર કરતાં, લખનૌનાં નરનારીઓ, ચૂંથાઈ ગયા પછી શેકાતાં હતાં. કોઈ શેકાતાં શરીર અંગારા પર ઊભાં થઈ જતાં હતાં, કોઈ અંગારામાંથી અરધાં બફાયેલાં માંસ લટકાવતા નાસવા જતાં હતાં, ત્યાં અંગ્રેજ બહાદુરો તેમને પકડી પકડીને હોમતા હતા.

એવી અંગ્રેજ શયતાનિયતનું નામ કોલીન ને આઉટરામ હતું, એવી અંગ્રેજી પિશાચલીલાના લડવૈયા, બ્રિટનના આઝાદ આત્માઓ હતા અને એ લોક કેવળ પોતાની ફરજ બજાવી રહ્યા હતા. અંગ્રેજ માલિકશાહી સામે આઝાદી ઉચ્ચારીને ઊઠનાર ' હિંદી રખડુઓને ' અંગ્રેજ જાલિમ આવા ઘાતકી મરણથી ગરમી ઝરખીને ગતે કરતો હતો.

પછી માલિકશાહીની અંગ્રેજી ઓલાદના ચંગીસખાનો, હેનીબાલો, નીલો, હૅવલોકો, આઉટરામોનાં બર્બર ટોળાંઓ લોહી ઉલેચી ઉલેચીને, માંસ શેકી શેકીને, શરીરો ચૂંથી ચૂંથીને થાકયાં હતાં અને એ બહાદુરો લખનૌની બેગમના જનાનખાના પર હલ્લો કરતા હતા, અને જનાનો જીતતા હતા. જનાનાની સ્ત્રીઓને પકડતા હતા ને ગરદન મારતા હતા.

જમીનદોસ્ત થયેલા લખનૌ પર અંગ્રેજ લાલાઓ જનાનાને કેદ કરતા હતા, જનાના સાથે ગેલ કરતા હતા અને બેગમોને કેદ કરતા હતા.

લખનૌ લાંબું પહોંચ્યું પણ માર્ચની ૧૫મીએ પૂરેપૂરું પડયું હતું.

૩૬

# ગેરીલાંનો ગરવો

**જંગલનો** એ રાજા બન્યો હતો, જંગલની કરાડોમાં એની હાક પડઘાતી હતી. જંગલનાં ઝુંડ એનો આતશ ઝીલતાં સળગી ઊઠતાં હતાં. જગદીશપુરની આસપાસ એનો વાસ હતો.

કોઈ અચાનક હિલચાલ હાલી ઊઠે, કોઈ કરાડમાં મસલત મહાલી ઊઠે, કોઈ ઝાડીમાંથી હસવાનો તીણો અવાજ ધસાઈ પડે, ત્યારે એંશી વરસનો બુઢ્ઢો કુમાર પરખાતો અને એની હસ્તી જનરલ આયરના લડવૈયાઓને રોમાંચ કરી દેતી.

કુમારસિંગે એનો સંસાર જંગલમાં માંડયો હતો. કુમારસિંગ સાથે એનો ભાઈ અમર હતો, નીસવાર ને જવાન નામના એના સાથીદારો હતા. કુમારસિંગના સથવારામાં એના કુટુંબની એક બે સ્ત્રીઓ પણ ફરતી હતી, અને તરવારમાં મોઢાં જોતી હતી, લોહીનાં સિંદૂર પૂરતી હતી, બાણુની અણિયો વડે માથાં હોળતી હતી, રોટલા

થડતી હતી, અને કોઈ કોઈ વાર ઝાડની ડાળી એ હીંચોળતી હતી, એમ લોકો વાયકા વાત કરતી હતી.

" મારે એ જનરલ આયરનો ધોધરો ગડબી નાખી અંગ્રેજનું લોહી પીવું છે." એંશી વરસનો બુઢ્ઢો બહાદુર રોષથી કંપતો કહેતો હતો અને એની ટુકડીઓ સાથે ઘોડા પર છલંગ દેતો નીકળી પડતો હતો. એણે એના લડવૈયાઓને અંગદયુદ્ધ ગોરીલા વ્યૂહની તાલીમ આપી દીધી હતી, અને પશ્ચિમ બિહારનાં જંગલોમાં એણે છાવણી તાણી હતી, તથા શોન નદીના કિનારા પર મીટ માંડી હતી, અને પૂર્વ અયોધ્યાના વિખરાયેલા લડવૈયાનાં છૂટાં છવાયાં જૂથને, એકઠાં કરતો હતો.

માર્ચના ૧૮મા દિવસે એણે બનારસ પર ગોળો ગબડાવ્યો, પછી તરત જ અલ્હાબાદમાં એના નામની હાક પડી. બીવાના જેહાદીઓ એ જોદ્ધા સાથે જોડાયા, અને એટ્રોલિયાનો કિલ્લો સર કરી, કુમારસિંગે ત્યાં પડાવ નાખ્યો.

અઝીમગઢ પચીસ માઈલ જ દૂર હતું. પચીસ માઈલ પર અઝીમગઢમાં અંગ્રેજ છાવણી હતી, મીલમેન નામનો અંગ્રેજ સરદાર હતો. મીલમેનના માથા પર કુમારસિંગ એટ્રોલિયાના કિલ્લામાંથી ત્રાડ દેતો તડકતો હતો. મીલમેને એટ્રોલિયા પર ચઢાઈ કરી. માર્ચના ૨૨મા દિવસના ઊગતા સૂરજે મીલમેનની હરોળોને દેખી શકાય તેટલા અંતરે આવી ચઢેલી દીઠી, અને મીલમેને એટ્રોલિયા તૈયાર થઈને ગોઠવાય તે પહેલાં હલ્લો કર્યો.

અને એટ્રોલિયાનો કિલ્લો પડ્યો હતો. પણ એટ્રોલિયામાં કુમારસિંગ હતો, કુમારસિંગની ટુકડીઓ હતી નહિ.

" કેવો ભાગ્યો ! " વિજયી મીલમેન મલકાતો હતો. એ વિજેતા એની કતાર સાથે આંબાવાડિયામાં મિજબાની મલકતો હતો. પહેલા

આસ ચવાતા હતા, પહેલા ઘૂંટડા ભરાતા હતા.

"ધૂમ ધૂમ......ધૂમ......" ગોળીઓ સૂસવતી હતી. મરણનાં ધોધમાર નં ચે, ખાનારા ખવાતા હતા, પીનારાનાં લોહી એટ્રોલિયાનું આંખાવાડિયું પીતું હતું. પ્યાલાઓનાં કાચલાં ઊડતાં હતાં, રકાબીઓના કાચ ખખડતા હતા, મલોફાંમાંથી કોળિયા કોચાઈ જતા હતા.

મદ ઝરતા હાથીના ગંડસ્થળ પર સાવજે ફાળ દીધી હતી. કુમારસિંગ આખરે આવી પહોંચ્યો હતો. એટ્રોલિયાના ગઢમાંથી પાછો આવી પહોચતાં જ ચૂપચાપ ભાગી ગયો હતો.

મિથ્યા વિજયની જ્વાળમાં ઝૂલતા મીલમેનના માથા પર જાણે વજ્ર ઊતરી પડ્યું હતું. તાવ અંગ્રેજ દલાલ ધૂળ ખંખેરતો ઊભો થતો હતો. એના લડવૈયાને એક કતાર કરતો કુમારસિંગને ડરાવી નસાડવા ધસતો હતો.

પણ ધસનારા ધબી ધબીને પડતા હતા કુમારસિંગ હજુ તો દેખાયો નહોતો ને પડખેની શેરડીના ખેતરમાંથી, શેરડીના સાંઠા માંથી ધુમાડાના ગોટા ઊડતા હતા, ગોળીઓની એક ધારી ધારાઓ વછૂટતી હતી. મીલમેન ઘેરાઈ ગયો હતો, અને નાસી છૂટવ નો હુકમ બોલતો હતો.

ઝાડ દેતી કુમારસિંગની ટુકડીઓએ નાસતાં અંગ્રેજ ઘોડાં પર તાક માંડી. એટ્રોલિયાથી કોસીલાની અંગ્રેજ છાવણી સુધી આ અંગ્રેજ કાફલાનો શિકાર કરતી કુમારસિંગની ટુકડીઓ વળાવીને પાછી એટ્રોલિયાના કિલ્લામાં આવી પહોંચી.

વૃદ્ધ હસતો હતો, "એટ્રોલિયા પડ્યું જ નહોતું, એ તો મૂર્ખ મીલમેન ભૂલો પડયો હતો."

પછી અઝીમગઢથી કર્નલ ડેમ્સ ઉતાવળો કુમક આવી પહોંચ્યો

હતો. અંગ્રેજ ફોજ બમણી થઈ હતી અને પરાજયનું વેર વાળવા કુમારસિંગના કિલ્લા પર પાછી ચઢાઈ કરતી હતી. આ વખતે સરદારી કર્નલ ડેમ્સ પાસે હતી.

પણ આ વખતે કુમારસિંગ, ધસી આવતાં અંગ્રેજ ધાડાં પર, અધવચમાં જ ધસી આવ્યો. કર્નલ ડેમ્સના ડોળા આ અજબ વૃદ્ધનો ધસારો જોઈ ડખકી પડયા, એણેય બહાદુરી પૂર્વક પાછા ભાગવાનું બ્યુગલ ફૂંકાવ્યું. અંગ્રેજ હરણાં ઊડતાં નાસતાં હતાં, પાછળ એંશી વરસનો વૃદ્ધ સાવજ શોર મચાવતો શિકાર કરતો લાગ્યો હતો.

અઝીમગઢ આગળ પણ અંગ્રેજ બહાદુરો અટકી શકયા નહિ. અઝીમગઢમાંના અંગ્રેજોને કાપી નાખવા એક ટુકડી રાખી ને કુમારસિંગે નાસતા અંગ્રેજ બહાદુરોનો બનારસ સુધી પીછો પકડયો. એંશી વરસના એ સાવજે એકધારી માઈલોની ફાળ ભરી હતી.

અલ્હાબાદમાં પોઢેલા લોર્ડ કેનીંગની ઊંઘ ઊડી ગઈ. અંગ્રેજ માલિકોનો એ આડતિયો ચમકીને બેઠો થઈ ગયો: કુમારસિંગ એનાં કમાડ ઠોકતો હોય એમ એને લાગ્યું. હિન્દનો એ ગવર્નર-જનરલ કુમારસિંગના સિંહોને મોઢું ફાડીને દાંત કડકડાવતા દેખી રહ્યો.

"અરે, ઓલાઉ...ઓલાઉ..." અંગ્રેજ માલિકશાહીનો આડતિયો એના તારના દોરડા પર થડકી ઊઠતો હતો, અને લોર્ડ માર્કરને ઢંઢોળતો હતો.

"તમે પોતે, તમે પોતે જ......હા, હા,...એણે બનારસને હચમચાવી મૂકયું, અલ્હાબાદના પાયામાં એની ગર્જનાએ ધ્રૂજવી પડી. જો એ બને જગાએ શીખ વફાદારો ન ભસી ઊઠયા હોત તો, લખનૌ ને કાનપુરનો વિજય એ વા વંટોળમાં વીંખાઈ પડત. હજુ એ બનારસ ને અલ્હાબાદની આસપાસ ભમે છે, અને અઝીમગઢ તરફ કૂચ કરે છે.

ક્રિમિયન લડાઈમાં પુરવાર થયેલો અંગ્રેજ મારો, લૉર્ડ માર્ક કેર એકાએક ઊપડયો અને અઝીમગઢને રસ્તે જ કુમારને ભિડાવ્યો.

કુમારસિંગની ઊંઘ જરા જાગી ઊઠી હતી. કુમારસિંગે ખૂનખાર જંગમાં એનો ધોળો ઘોડો કુદાવ્યો. કુમારસિંગની ડાબી પાંખ તૂટતી હતી. તૂટતી પાંખના બાકોરામાં કુમાર ડોકાઈ પડયો.

કુમારસિંગે અંગ્રેજી તોપો પર ધસી જવાનો હુકમ આપ્યો. ગોળાઓનો ઢગલો ઊબકતી અંગ્રેજ તોપો પર, કુમારના લડવૈયા દોડયા. અંગ્રેજ સરદારના હોશકોશ ઊડી ગયા. કુમારસિંગે વીજળીની ચપળતાથી બીજી ટુકડીઓ લઈ લૉર્ડ, માર્ક કેરની પીઠ પર હલ્લો કર્યો.

અંગ્રેજ ઊંટો ચિચિયારી કરતાં નાઠાં, અંગ્રેજ હાથીઓની હરોળોએ અંકુશના મારની પરવા વિના ગમે તેમ દોડવા માંડ્યું. કુમારસિંગે માર્ક કેરની પીઠ પાછળ એકધારો ગોળીબાર શરૂ કરાવ્યો.

માર્ક કેરની પીઠ પાછળ અઝીમગઢ હતું. માર્કે અઝીમગઢ તરફ ભાગવાનો હુકમ ફૂંકયો. મધરાતે ક્રીમિયાનો માતેલો અંગ્રેજ, કુમારસિંગના નામની રાડ નાખતો અઝીમગઢમાં ભરાતો હતો, કુમારસિંગના ધરખમ ધસારા નીચે તૂટી ગયેલા અંકોડાઓ એક કરતો હતો, અને તોપો ગોઠવતો હતો, અને અંગ્રેજી કુમક આવે ત્યાં સુધી અઝીમગઢમાં પુરાઈ બેસતો હતો.

કુમારસિંગને ભાળ જડી હતી. મોટી અંગ્રેજ સેના લઈને જનરલ લુગાર્ડ અઝીમગઢ પર દોડયો આવતો હતો.

“અઝીમગઢ પર એક જ નાની સરખી ટુકડી બસ થશે” એણે વ્યૂહ રચવા માંડયો: અંગ્રેજી ફોજ સામે ખુલ્લી લડાઈમાં ટકી શકાય તેવુ હતું નહિ. એ અઝીમગઢ પર મારો ચાલુ રાખવા બે તોપો

ગોઠવાવતો હતો અને અઝીમગઢ પર જવા જનરલ લુગાર્ડ આવી પહોંચે ત્યારે તાનુ નદીના પુલ પર તેને હેરાન કરી નાખવા એક જ ટુકડીને અનામત રાખતો હતો.

"જનરલ-લુગાર્ડને જેર કરી, તમે પણ જગદીશપુર તરફ દોડયા આવજો." એ એક ટુકડીને સમજાવતો હતો અને જુદા જુદા રસ્તાઓથી, જંગલ ને કરાડોને ઓથે પોતાની બધી ફોજ સાથે જગદીશપુર ઊપર રાતોરાત ઊપડી જતો હતો.

હજુ કુમારસિંગ અઝીમગઢની આસપાસ જ ફરે છે, એમ ધારતો લોર્ડ માર્ક કેર ખૂણો સેવી રહ્યો હતો, અને જનરલ લુગાર્ડ એને અઝીમગઢમાં જ લડવા માટે ધસ્યો આવતો હતો.

અંગ્રેજી જલ્લાદો ભૂલા પડતા હતા. અઝીમગઢ પાસે કુમારસિંગ હતો જ નહિ, માત્ર બે તોપો બરાડયા કરતી હતી, અને તાનુ નદીના પૂલપર જનરલ લુગાર્ડને આવકારવા એક નાની ટુકડી મોટો અવાજ કર્યા કરતી હતી.

કુમારસિંગ તો અઝીમગઢથી ગાઝીપુર પસાર કરતો હતો, ગંગાને ઓળંગી જતો હતો અને ત્યાંથી જગદીશપુરનાં જંગલોનો એ સાવજ જગદીશપુર પર ત્રાડ દેવાનો હતો.

પછી જનરલ લુગાર્ડનાં ધાડાં તાનુ નદીપર ધસ્યાં આવતાં દેખાયાં. બે તોપોનાં મોઢાં, કુમારની ટુકડીએ લુગાર્ડ તરફ ફેરવ્યાં ને તાનુનદીના પુલ પર મૂઠીભર બહાદુરો તાકી રહ્યા.

જનરલ લુગાર્ડ મૂર્ખ બનીને અટકતો હતો, અટકીને કુમારસિંગની આખી ફોજને ગોઠવાયેલી જોવા આડો અવળો સરકતો હતો. તાનુ નદીના પુલ પર જંગ જામતો હતો. પુલ પર અંગ્રેજ લોહી રેડતા કુમારસિંગના બહાદુરો મચી પડયા હતા, અને પછી

અંધારી રાતે એકાએક જગદીશપુરને રસ્તે ભાગી જતા હતા.

વહેલી સવારે તાનુ પરનો પુલ એકાએક શાંત પડી ગયેલો દેખીને લુગાર્ડ અજાયબી પામીને એકાએક ધસ્યો. લુગાર્ડની સવારીને રોકનાર કોઈ હતું નહિ. પુલ પર પડેલાં થોડાંક શબ મૂર્ખ બનેલા અંગ્રેજ સેનાની પર હસતાં હતાં. લુગાર્ડને આખી વાત સમજાઈ જતી હતી. અઝીમગઢ સુધીનો આખો રસ્તો સાવ ખાલી પડ્યો હતો.

અને આજે આઠ મહિના પછી, એપ્રિલના ૨૨મા દિવસે કુમારસિંગ જગદીશપુરના દરવાજા ખોલી નાખતો હતો, અંગ્રેજી થાણાને ભગાડી મૂકતો હતો. આજે ૧૮૫૮ના એપ્રિલના ૨૨મા દિવસે જગદીશપુરનો કુમાર ગઢવી એની ડેલીની ટોચ પર લીલો ઝંડો ફરકાવતો હતો. જગદીશપુરે ઉત્સવ માંડ્યો હતો, લૂંટના ઢગલા લઈને, હાથીઓ, ઊંટો અને ઘોડાની કતાર સાથે જગદીશપુરનો સિંહ પાછો એની ગુફામાં ઘૂરકતો હતો:

આજે આઠ મહિના પછી પહેલીવાર જગદીશપુરમાં એના જુના આવાસમાં કુમારસિંગ એની પથારી પથરાવતો હતો. ગાઝીપુર આગળ ગંગાને ઓળંગતાં, એણે ઘવાઈને સડતી હથેળીને, કાંડા પરથી બીજા હાથે કાપી નાખીને નાખી દીધી હતી. એક ઠુંઠો હાથ પથારી પર ગોઠવતો કુમાર, એના ભાઈ અમરસિંગને કહેતો હતો,

"અંગ્રેજી ધાડાં આવ્યાં સમજ. ચારે કોરથી કિસાનોની કતારો તૈયાર કર. દરેક પળે ટુકડીઓને સજ્જ રાખ અને જગદીશપુરની ચારે કોર જંગલોમાં ચોકીઓ ગોઠવવા માંડ......આપણો વાસ મહેલમાં નહીં હોય, ગિરિકન્દરાઓમાં ને વનરાજીઓમાં જ હશે......આવતી કાલે જ."

જગદીશપુર પાસે જ આરાહની અંગ્રેજ છાવણી જગદીશપુર

પર એડ ગોઠવીને પડી હતી. પણ કુમારસિંગે જગદીશપુર લીધા પછી જ તેને ખબર પડી હતી અને એ છાવણીનો અંગ્રેજ સરદાર જનરલ લીઆન્ડ હથિયાર સજીને હલ્લો કરે તે પહેલાં જ એક હાથમાં લગામ ભરાવી, બીજા હાથમાં તરવાર ખેંચીને કુમારસિંગ આરાહ પર જવાની તૈયારી કરતો હતો.

એક રાતનો પણ આરામ આપ્યા વિના, રસ્તાનો થાક ખાવાનો પણ સમય દીધા વિના, અને એક વખત પણ નિરાંતે ખાણું ખાધા વિના, એ એના એક હજારને આરાહ સામે ઉપાડતો હતો.

પણ અંગ્રેજ સેનાની લીઆન્ડ જબરી ફોજ લઈને એ એક હજાર ભૂખ્યાંને મહાત કરવા આવી પહોંચ્યો હતો, જગદીશપુરથી દોઢ માઇલ દૂરજ બંનેનો ભેટો થતો હતો. અંગ્રેજ સરદારના મનમાં એ એક હજારને રોળી નાખવામાં એક ટકો પણ અંદેશો નહિ હતો કુમારસિંગને ઉતાવળા અને દોડતા આવવાનું થયું હોવાથી એની પાસે એક પણ તોપ હતી નહિ.

કુમારસિંગની હરોળો પર તોપમારો ચાલુ કરી તરતજ લીઆન્ડે ભયાનક ધસારો કર્યો.

કુમારસિંગે કદી નહોતી દીધી તેવી વિકરાળ ત્રાડ દીધી. કુમારસિંગના લડવૈયા બહાદુર બ્રિટનનો ધસારો ઝીલી રહ્યા ને મરણિયા બનીને કાપણી કાપવા કૂદી પડયા.

લીઆન્ડે, નાસી જવાનું બ્યૂગલ ફૂંક્યું. બહાદુરો કપાતા જતા, ને વીંધાતા પડતા નાસતા હતા. સૌની ઉપર ત્રાડ દેતો કુમારસિંગ લોહીની છોળો ઉછાળતો પાછળ પડયો હતો. બહાદુર બ્રિટનો જીવી જવા માટે જગદીશપુરની ઝાડીમાં ભરાતા હતા ને છંછેડાયેલી

ઝાડીમાંથી અમરસિંગ કૂદી ભિડતો હતો. ઉપરથી ધીખતા તાપ નીચે, ડગલે ડગલે શિકાર બનતા બ્રિટનો, ઉઝરડાતા પડતા હતા, અને પડતા મરતા હતા. બ્રિટનનો બહાદુર લીગ્રાન્ડ હાથી ઉપર ભાગતો ભરાઈ પડતો હતો, વીંધાતો હતો, મરેલો પટકાઈ પડતો હતો.

એપ્રિલની ૨૪મીઃ મધરાતે વૃદ્ધ કુમાર એના આવાસમાં પથારીમાં પડ્યો હતો અને અમરસિંગને પાસે બોલાવતો ધીમેથી કહેતો હતો,

" અમર, હું અહીં શા માટે દોડી આવ્યો ખબર છે ?"

અમર જોઈ રહ્યો.

" મારે જગદીશપુરમાં મરતાં પહેલાં આઝાદીનો ઝંડો ફરકાવવો હતો અને એની નીચે મરવું હતું. હું અહીં મરવા માટે આવ્યો છું." વૃદ્ધ અમરસિંગ પર નજર ઠેરવતો હતો.

અમરસિંગ કંઈ જ બોલી શક્યો નહિ. પાછું વૃદ્ધે આગળ ચલાવ્યું. " મારો જીવ અહીં જામી પડ્યો છે, હું આ પથારી પરથી ઊઠી શકીશ નહિ, હું આજ સુધી આ વયે કેવી રીતે ઘૂમ્યો, તે મને જ સમજાતું નથી. મારાં અંગો ઢીલાં પડે છે. મારા તંતુઓ તૂટે છે......જો, આ મારો કાપી નાખેલો હાથ હવે હું ઊઠાવી શકતો નથી અને આ આખા શરીરે પડેલા ઉઝરડા મારા જ શરીરમાં છે કે કેમ તે ઓળખી શકતો નથી."

અમરસિંગ મરતા વૃદ્ધ પર ટપકી રહ્યો.

" અને મારો વારસો......" વૃદ્ધની જીભ ચોંટી રહી, મારા વારસામાં રણુવગડો ને આ મારી તરવાર......મારા...પર મમતા

કરે તો......અંગ્રેજી હકૂમત પર હડકી પડજે......તાતિયાની ભાળ કાઢજે......ને મારી જેમ......" વૃદ્ધે ડોક ફેરવી અને આંખો મીંચી. અમરસિંગ મરણ પામતા મોટા ભાઈ પર રડી પડયો, પણ વૃદ્ધને તેનું ભાન નહોતું. એની નાડ ધીમી પડતી હતી, એની પાંસળીઓ ધબકતી હતી. એણે આંખો મીંચી હતી.

એપ્રિલની ૨૬મીની સવારે જગદીશપુરમાં આઝાદ ઝંડાઓ નીચે અમરસિંગની સ્મશાનયાત્રા ઉજવાતી હતી.

૩૭

## પડઘો

કુમારસિંગે સોંપેલો વારસો અમરસીંગ નમ્ર બનીને ઊંચકતો, કુમારસિંગે આપેલો કમરપટો તાણી બાંધતો હતો, ને કુમારસિંગનો વારસો પલાણતો લગામ ખેંચતો હતો.

જગદીશપુર પર પહોંચવાના જુદે જુદે સાત રસ્તે સાત અંગ્રેજી ફોજો કૂચ કરતી હતી, જગદીશપુર અને જગદીશપુરના સિંહની બોડ જમીનદોસ્ત કરવા અંગ્રેજી ધાડાં ધસતાં હતાં

ધીમે ધીમે જગદીશપુર પર ઓતરાતો અંગ્રેજ ફાંસો પાસે ને પાસે આવતો જતો હતો. એ ફાંસાની વચ્ચોવચ્ચ તરવાર તાણીને અમરસિંગ ઊભો હતો. ઊભો ઊભો કુમારસિંગને યાદ કરતો એની બોડમાંથી બરાડતો હતો.

અંગ્રેજી ૭ હતારી નક્કી થયેલે સમયે જગદીશપુરની લગોલગ પહોંચી ગઈ હતી, બીજી એક પાંચ કલાક મોડી થવાની હતી. એ એકને રસ્તે અમરસિંગે ઘોડા હાંક્યા, અને અમરસિંગની પાછળ એક મોટી ઘોડેસવાર ફોજ રવાના કરવામાં આવી.

ઑક્ટોબરના ૧૯મા દિવસે અમરસિંગ ઘેરાઈ ગયો. નોનાડી ગામ આગળ ચારસોમાંથી ત્રણસો વીંધાઈ ગયા. બાકીના સો ઘોડા લઈને અમરસિંગે ફાળ ભરી. અંગ્રેજોની વિશાળ ફોજ પર એકસો ઘોડા પછડાયા. પછડાયા અને ચૂરેચૂરા થઈને વેરાઈ પડયા.

પણ અંગ્રેજ ફોજની દીવાલ આરપાર વીંધાઈ ગઈ હતી. એ વીંધમાંથી લોહીની છોળો ઉછાળતા ત્રણ ઘોડેસવાર દોડી ગયા હતા. ત્રણમાંનો એક અમર હતો.

એ એકનો શિકાર કરવા અંગ્રેજ ટુકડીઓ કૈમુરની ટેકરી પર ભમતી હતી. એ એકની માટી લઈ આવનારને મોટાં ઇનામો જાહેર થયાં હતાં.

એ એક, અનેક બનીને, કૈમુરની ટેકરીઓમાં અખંડ પડઘા પાડતો હતો. કૈમુરનું વેરાન, એ એકની ત્રાડથી ધમકી ઊઠયું હતું; કૈમુરના પથ્થરો પર એ એકે અનેક અંગ્રેજ લોહી છાંટીદીધાં હતાં.

એ એકના માથા માટે ઝઝૂમતાં ઇનામો એળે ગયાં હતાં એ એક શોધાયો નહિ, શોધાયો નથી. એ એક કૈમુરની આસપાસ લીલો ઝંડો દેખાડતો હતો. હિન્દભોમની કૈમુર કણિકાઓ, એ એક આઝાદ પર ઓવારતી હતી.

અંગ્રેજ હેવાન એ એકને શોધતો ફર્યા કરતો હતો, ને ભૂમરાણ કરતો હતો. એની ભૂમરાણ એના કપાળમાં પડઘો પણ કૈમુરમાં કથળી જતી હતી.

"ક્યાં...ક્યાં......ક્યાં ?" અંગ્રેજ જાલિમ જોર કરતો હતો.

"ક્યાં,......ક્યાં...ક્યાં ?" એ જાલિમનો પાસવી પડઘો એને જ જોર કરતો, એના પર હસતો હતો.

આઝાદ અમર, કુમારનો વારસો ખભે લટકાવી, આઝાદીની મશાલનો તણખો સળગતો રાખતો હતો.

એક દિવસ એક ઘોડેસવાર એક દાબડીમાંથી થોડીક કણિકાઓ ગંગામાં નાખતો હતો, ને નીચો વળી ગુંજતો હતો.

"આ એનાં છે...કુમારનાં ફૂલ..."

ગંગાનાં પાણી જેવાં ને તેવાં જાજરમાન વહ્યાં જતાં હતાં.

૩૮

# બે ભેરુબંધ

ડુંગરપુરના ડુંગરાઓની ઓથે ઝૂમતી ઝાડીમાં તાતિયો પડ્યો હતો. એની આંખ ઠેઠ પાવાગઢના પડછાયા પર લંબાઈ હતી. ઘોમ ધીખતા હતા. તાતિયાના માણસો થાક ઉતારવા આડા થયા હતા.

ત્યારે એ બે સામસામા બેઠા હતા. બંને ભેરુબંધ હતા. બંને હિન્દી આઝાદીની બે પાંખ જેવા, બંને હિન્દી જેહાદના બુઝાતી શિખા જેવા એકબીજાની આંખમાં સળગતા દેખતા હતા.

"યાદ છે, આપણે બચપણથી સાથે હતા......" એક કહેતો હતો.

બીજો નજર ઉઠાવ્યા વિના ડોક હલાવતો હતો.

"અને યાદ છે આપણે બ્રહ્માવર્તને કિનારે ગંગાનાં પાણીની

યાદમાં ચમેલી સાથે તોફાન કરવા તોફાન રચતા હતા."

"પણ ચમેલી તો ચેતી ગઈ છે." બીજાનો અવાજ ઠંડે કલેજે હકીકત બોલતો હતો.

"અને આપણે બંને પણ......"

"ના, હું એકલો, નાના...નાના સાહેબ, હું એકલો જ...આપણે બંને નહિ."

"અને મને ક્યાં ગરદન મારવો છે! આપણી છેલ્લી ઘડીઓમાં આપણે બંને એક સાથેજ......"

"ના." પાછો પેલો અવાજ માથું ધુણાવતો હતો.

"આપણે અનેકની ગરદનો મા-ભોમના નામમાં ઝૂકી જતી દેખી છે. દિલ્હી પડયા પછી, આપણે લોહીની નીકો રેલાવી છે......હવે હું ટેવાઈ ગયો છું...હવે મને એકલું જ ગમી ગયું છે, હવે મને...મરણ સાથે મસ્તી ખેલવાનો ચડસ ચડયો છે...અહીં નાયકડા, ત્યાં મરાઠા,...આજ રજપુતાના, કાલ આબુની કરાડો કુદતો હું એકલો...છેલ્લા માણસ સુધી, લોહીના છેલ્લા ટીપા સુધી, છેલ્લો હું હોઈશ ત્યાં સુધી જંપીશ નહિ, ઝઝૂમીશ અને......"

"અને હું...?" બીજો વચમાં બોલી ઊઠયો.

"પાછું હું...! મેં અનેક વાર કહ્યું છે કે તમારે મને છોડવો પડશે અને ચાલ્યા જવું પડશે."

"ક્યાં?"

"જ્યાં જવાય ત્યાં. નાના સાહેબને તે મારી પાસે શિખવું

નહિ પડે."

"પણ તેમાં તારો આશય શો છે?" નાનાએ ગુસ્સો કર્યો.

"એક જ કે...મરતાં મરતાં મને સંતોષ રહે......"

"શો?"

"કે હિન્દી જેહાદની ચિનગારી–એકજ ચિનગારી હજુ ચમકે છે, ને મને આશા રહે કે કોઈવાર તણખામાંથી ભડકો......"

"દંભ...દંભ...નરી આત્મવંચના, તારા જેવો તાતિયો તૂટી જશે ને આ નાનો અમર રહેશે, એમ માનવા મનાવવાની શી ઘેલછા!"

"મેં આજ સુધી નાનાને નતાજ્યો છે, સેવ્યો છે. મારી એક ઘેલછા પણ નાનો નહિ સ્વીકારે? હું છેલ્લી ઘડીએ માનીશ કે નાનો ખોવાઈ ગયો છે પણ મર્યો નથી મને સંતોષ થશે કે જેહાદ ખોવાઈ પડી છે પણ શમી નથી. એ ભ્રમ ભલે હો. આ મારી તરવાર છે તેટલો સાચો...એ મારે માટે હકીકત છે, માટે......"

નાનો જવાબ આપ્યા વિના જોઈ રહ્યો.

"અને સમરનો મહાસેનાની કોણ છે તારું?" પાછો તાતિયો તડૂક્યો.

"હું...પણ તુંયે મારી સાથે......"

"બસ, બસ,...મેં નહિ કીધું...કે મને જિદ્દ છે, હું જીવલેણ બન્યો છું, અંગ્રેજી હકૂમત પાછળ ભૂત થઈને ભમીશ પણ જંપીશ નહિ, શરૂ કર્યાં પછી તૂટી જાઉં ત્યાં સુધી નહિ મૂકવાનો મારો ખરાબ સ્વભાવ છે."

"ને મારો સ્વભાવ જ તારે સુધારવો છે એમ ને!"

"ના, મારે હુકમ દેવો છે, સાંભળવું નથી. હું મહાસેનાની છું, તું સૈનિક છે. મારે તને રવાનગી દેવી છે, ને પછી સેના વિનાનો સરદાર બનીને દોડી જવું છે. મારો હુકમ......"તાતિયો તાકી રહ્યો.

"હું માથે ચઢાવું છું." નાનાની આંખના લાલ ખૂણાઓ પર પાણીના છાંટા ચડભડી ઊઠયા.

"ને ચાર કલાકની મહેતલ દઉં છું, નમતે પહોરે વેશ પલટીને......"

"બસ, બસ, તારા હુકમના સ્વીકાર પછી મારે વારુ બીજું એક ફરમાન સાંભળવું નથી." નાનાએ ગુસ્સો કર્યો.

હિન્દી જેહાદના બે કાળ પુરુષો, બને બેરુબંધો, પછી એક બીજાની આંખમાં ભયાનક અનુરાગની આપ લે કરી રહ્યા.

## ૩૯

# ગ્વાલિયરથી ગુજરાત

ગ્વાલિયર, ઝાંસી, સિપ્રી, ગુણા અને નસિરાબાદને આંતરતો એ ભગડો એની આરપાર જોતી આંખોને જ્યાં ને ત્યાં દેખાતો હતો. જયપુરમાં મોકલેલા એના જાસૂસોની ખબર સાંભળતો, ગ્વાલિયરથી ઊપડેલો સત્તાવનના દાવાનળનો એ મહાસેનાની આજે એને આવરતા જંગલની એક કિનારીની બહાર નીકળીને થાક્યો પાક્યો એક શિલાને ટેકવતો ઊભો હતો.

"ગ્વાલિયરથી ગુજરાત" એની પડછંદ કાયા એ એક છલંગ પર ટાંપી રહી. એનાં નેત્રો વધારે વિશાળ બન્યાં. એની ભમર સંકોચાઈ. એના બિડાયેલા હોઠ પરથી શાંત નિરધાર નીતરતો હતો.

એ ઊઠ્યો અને ઝાડીમાં પેઠો તથા અંદર સળગતી એક તાપણી તરફ ચાલ્યો. એક તાપણીની આસપાસ થોડાક સૈનિકો બેઠા હતા અને

સળગતા અગ્નિમાં થોડાંક કંદ શેકતા હતા. અગ્નિના કુંડાળાની આસપાસ બેઠેલામાંથી એક ઊભો થયો. સૌની અનિમીષ નજરો એ લોકસેનાની પર ઠરી. એક ભયાનક મૌન આ નિબિડ અરણ્યની ગહનતાને વધારે ઘેરી બનાવી રહ્યું.

"ઠીક છે?" પેલા પર્વત જેવા માનવીનો અવાજ સૈનિકોને પૂછતો હતો.

"હા." એને જોઈને ઊભા થયેલા જુવાન જેવા જણાતાએ અધૂરો ઉત્તર દીધો.

"શું?" પાછો પેલો અવાજ વધારે નજીક આવ્યો અને અમાનુષી છાયા ઉપજાવી રહ્યો.

કોઈ કંઈ બોલ્યું નહિ. તાતિયો હસ્યો. એક ભયાનક હાસ્ય એક હજાર વનરાજની ગર્જના જેવું આખા અરણ્યને ઉભરાવી રહ્યું. "મિત્રો...દેશબાંધવો...તમારી હિંમતના શ્વાસ ચૂમતો આજે હું આપણી છાવણીના તમામને મળ્યો છું. તમારી અજોડ હિંમત જગતના જાલિમોના કોઈ લશ્કરોને સાંપડવાની નથી...તમારી હામ મારી નજરનો વેગ અને દૃષ્ટિને બળ છે...તમારા વડે જ આવા કપરા દિવસોને ટપી જવા..."

"દિવસો એવા ખરેખર કપરા છે?...આપ પણ" પાછો જુવાન બોલી રહ્યો.

"હા, હું પણ...આપણને આંતરતો ભરડો રોજ રોજ વધારે જીવલેણ બને છે...પણ જાની જંગ ખેલવાનો આપણો નિરધાર...તમારો સૌનો નિરધાર...નહિ તો હું કોણ? અને તું...નાના સાથે ગયો હોત તો ઠીક થાત..."

"ઠીક ન થાત..." જુવાન બોલી રહ્યો, અને વધારે પાસે

આવ્યો. બંને જણે ચૂપચાપ એક ટેકરી તરફ પગ ઉપાડયા. થોડીવાર પછી પેલો જુવાન બોલ્યો, "ગ્વાલિયરથી ખબર આવી ગયા છે."

"શા ?"

"ત્યાં રૉબર્ટસ અને..."

"અને ભરતપુર પણ ક્યારનુંય...પણ ગ્વાલિયરથી ગુજરાતનો આપણો ચાલન–વ્યૂહ !"

"આપણો ચાલન વ્યૂહ જ,...હું તેની જ વાત કરવા માગુ છું... નરવર ગામનો ગ્વાલિયરનો સરદાર માનસિંહ સિંધિયાની હકૂમત સામે લડીને–અંગ્રેજોના ઘેરાને મધરાતે તોડીને કુમક આપણી સાથે ભેળા થવા દોડતો આવી લાગે છે."

"માનસિંહનો પૂર્વ ઇતિહાસ ?"

"ખબર નથી."

"પણ એ સિંધિયાની અંગ્રેજી કુમક ઘેરાને તોડીને નહિ, કિલ્લામાંથી મધરાતે ભાગીને આપણી કુમક કરવા એના લશ્કર સાથે ચાલ્યો આવે છે...પણ... ?"

"શું ?"

મારું મન માનતું નથી...આજના વિકટ કાળમાં...શીખબર એનો આશય...પણ જોયું જશે, ભલે આવે. આવે ત્યારે જોઈ લેવાશે...ને તું જા....આપણો ગ્વાલિયરથી ગુજરાતનો વ્યૂહ લઈ આવ...આપણે એનો ખ્યાલ કરીને...આ બદલાયેલા સંજોગોમાં એના...આપણા રસ્તાઓ તપાસવા પડશે...તું એ નકશા લઈને મારા વાસમાં આવી પહોંચ." અને જુવાન ચાલ્યો ગયો.

એકલો પડેલો તાતિયો પાછો શિલાપર બેઠો. એની સામે એનો

ચાલન વ્યૂહ ઉપરતળે થતો દેખાયો. નવ નવ માસથી પાણીનાં ઘોડાપૂર જેવી ઊછળતી રહેલી એની રણચતુરાઈ એની આંખ સામે ખડી થતી હતી. એની રણચતુરાઈએ અંગ્રેજી ભરડાઓની તમામ ચેષ્ટાઓને આજ સુધી ચોળી નાખી હતી. જયપુર પર એનો મુકાબલો કરવા પહોંચેલા અંગ્રેજી ફાંટામાં એણે ટોંક પહોંચીને ફાંસ મારી હતી, તેનો ચિતાર એની સામે તાજો થયો, પછી એણે મધુપુર અને ઈંદ્રગઢ પર એક કદમ એક જ પળવાર ટેકવીને હોમ્સની પીઠમાં પંજો માર્યો હતો તે યાદ આવ્યું, અને ચંબલને પાર કરવા એણે દાખવેલા દક્ષિણ પૂર્વનો રાહ એની નજર સામે તરવરી ઊઠયો. એની નસોમાં પાછું લોહી ધસમસી ઊઠયું, ૭મી ઑગસ્ટે ભીલવાડા ગામ પર રૉબર્ટસની જમણી પાંખને એક ઝટકે કાપીને નાથદ્વારા પર ઊડતી લડાઈના ઘા વીંઝતો ચંબલ પાર કરીને ઝાલરાપટ્ટણ પર ઊતરી પડેલો એનો ધસારો એની આંખ સામે તરવરી ઊઠયો. એને ઝાલરાપટ્ટણનો જાલિમસિંહ સાંભર્યો. એને પાછી ઊભરાતી ચંબલ નદી યાદ આવી. ચંબલ પરથી ઊછળતી એની ચાલ કેવી રાજગઢને સર કરતી હતી! એને એની અધૂરી પડેલી નેમનું નિશાન પાછું જોશ આપી રહ્યું. એનાં નિશાન હોલ્કર પર તાક માંડતાં હોય તેમ એ આખો ટટાર થઈ ગયો. એ જ તાક પર એણે વેત્રાવતીનાં પાણી હજુ ગઈ કાલે જ ડહોળા નાખ્યાં હતાં. વેત્રાવતીની વહારે અંગ્રેજ જલ્લાદો દોડતા આવતા હતા. "પણ મંગ્રાવલી પર અંગ્રેજી છાવણીને રગદોળી, વેત્રાવતીમાં ઘા ધોઈ ને આપણે લલિતપુર પહોંચીએ છીએ." જાણે કોઈ ને નવા સંચાલનની શીખ આપતો હોય તેમ એ બોલ્યો. એની આંખ સામે નવું ચાલન સંચાલન માગી રહ્યું. એ સંચલનની તરકીબ વાંચતો હોય તેમ એ પોતાની છાવણી તરફ ચાલ્યો. એના માથામાં સંગ્રામનું શાસ્ત્ર નવી વાત ઉચ્ચારતું સરજાતું હતું. "શિવાજીને એ દેખાયું હતું...સ્થગિત જમાવનાં સ્થગિત યુદ્ધો નહિ...સાચો સંગ્રામ ચલસંગ્રામ...સાચું સંચલન દુશ્મનની પીઠ ભેદીને આરપાર

નીકળવાનું, દુશ્મનની પાંખ તોડીને વેરવિખેર કરવાનું......" અને એ એક ઝૂંપડીનાં કમાડ પાસે પહોંચી ગયો. એક સંત્રીએ એને સલામી ભરી, "જય સ્વદેશ!"

એણે ધનુટંકાર જેવા ધીમા સ્વરે જય સ્વદેશનો ઉચ્ચાર કર્યો ને એ અંદર પેઠો. અંદર સળગતા દીવાઓના પ્રકાશમાં નકશાઓની આસપાસ ગોઠવાયેલા ચાર જણાના માથા પરથી એણે કહ્યું, "જુઓ તો..."

"શું?" પેલા જુવાને માથું ઊંચક્યું.

"આપણે લલિતપુર પર...આપણું ચલસંચલન લલિતપુર પર..."

"અને ત્યાંથી?" બીજા એકે નજર ઠેરવી.

જાણે હિંદી ધરતીના કણેકણને ઓળખતો હોય તેવા વિશ્વાસનાં ભવાં સંકોચતો એક પળવાર બને દેખાવને જોખી રહેતો હોય તેવો એ બબડયો: "નર્મદાનો દક્ષિણ પ્રદેશ...નર્મદાનો ઉત્તરદેશ..."

"અને બાજુ પર અંગ્રેજી જાસિમોના પડાવ..."

"હા," એરણ પર ઘણ ઊતરતો હોય તેમ એ જોઈ રહ્યો, "ઉત્તરમાં ઠેકી જવું સહેલું છે પણ દક્ષિણ પર ઊતરી પડવું અઘરું છે, પણ એ જ આપણી નેમ છે." જાણે કામઠાની પણછ ખેંચતો હોય તેવો એ તાકી રહ્યો. "આપણે આ ભયાનક જંગલને પાર કરીને નર્મદા પર...દક્ષિણ પર ઊતરી પડવા ઊપડીએ છીએ...ઠીક છે?"

કોઈ કંઈ બોલ્યું નહિ, અને એક ભયાનક સંકેતને અનુસંધાન પર જોડતો હોય તેવો તાતિયો દરેક શબ્દ પર ભાર દેતો બોલ્યો, "એ જ એક માર્ગ છે."

"એ જ એક માર્ગ છે." સૌ સંમત થયા અને તાતિયો પાછો બોલતો હતો, "આપણો દેશ પામવાનો...આપણો સ્વદેશ

જીતવાનો...આપણો વિખરાયેલો પગ દૃઢ પાછો જમાવવાનો, આપણો વીખરાતો વ્યૂહ સમાલવાનો, અને આપણો રાખનું કફન ધરતો અંગારો પ્રચંડ પ્રાણની ધમણો ધમીને ફરી વાર ધીકાવવાનો એ જ..." અને એની આંખમાં વડોદરા ઊભરાયું....એ બબડયો, "એ જ વડોદરા...એ ગાયકવાડીની મેલી ગરદન પર ઘા ઝીંકીને, ગાયકવાડીની આપણી કદમ પર કાનમાંડી બેઠેલી તાકાતને આપણી સાથે ઝીંકીને...૧૮૫૮ના આખરી દિવસોને આપણે નવા દાવાનળથી, જય સ્વદેશના ઝંઝાવાત ભેગો દેશઆખાને હચમચાવી નાંખશું કે એ આખરી ઉઠાવમાં...કોઈ આવતી કાલના પેટાળમાં પડીને...સાંગ બનીને...સળવળી ઊઠવા ખપી જઈશું." એ તાકી રહ્યો ને પાછો બોલ્યો, "ગોધરાની આસપાસનાં નાયકડાં કિસોનોનાં જૂથોએ હજારોની સંખ્યામાં પોતાની કામઠીઓ તૈયાર કરી છે...એમણે પોતાના આગેવાનો પણ ચૂંટયા છે...આપણી પીઠ અને પછી પાંખમાં, એ લોકોએ પણ આપણી નેમ સાથે પોતાનાં નિશાન માંડયાં છે... કેમ ઠીક છે ને?"

"આપણે આપણી ટુકડીઓને ખબર કરીએ કે, વહેલી સવારે..." એક જણ અનુમતિમાં ઊભો થયો.

"ઠીક છે?" પાછો તાતિયો તાકી રહ્યો, અને બંને એકબીજાના અનુરાગભરી નજરનો વિનિમય કરતા હસ્યા. પછી તાતિયો છાવણીની બહાર નીકળ્યો. અંધારામાં પેલો જુવાન પડછાયો એની પાછળ આવ્યો. તાતિયાએ એના ખભા પર હાથ મૂકીને એના અંગેઅંગ પર ઉતાવળી નજર ફેરવતો બોલ્યો, "તારે એક નજર રાખવાની રહેશે."

"શી?"

"આપણે કપરા કાળને ટપી જવાનો ધસારો કરીએ છીએ ત્યારે પેલો માનસિંહ..."

"માનસિંહ!"

"હા, ગ્વાલિયરની છાયામાં આજ સુધી સિંધિયાને વફાદાર રહેલો એ એકાએક અંગ્રેજોનો સામનો કરીને એકજ રાતમાં સ્વદેશ ભક્ત બનીને..."

"કેમ એકજ રાત...?"

"મને એના પર વહેમ છે...એ સાચો હોય તો હું એની માફી માગી લઈશ...પણ મને ઊંડે ઊંડે એમ થયા કરે છે કે એ અંગ્રેજી શયતાનિયતનું સ્વદેશી રૂપ બનીને..."

"આપને વહેમ છે...ખોટો..."

"ખોટો નહિં...વહેમ છે. ખરો હોય...ખોટો પણ હોય. તું આપણે રેવાપાર કરી જઈએ ત્યાં સુધી એના પર નજર રાખતો રહેજે."

અને બંને છૂટા પડયા.

પછી ૧૮૫૮નો આખરી ઉષઃકાળ લલિતપુરની પડોશના અરણ્યમાં હિલચાલ જગવતો ઊગતો હતો. ચૂપચાપ ને ચપળ છતાં વેગીલી પગલીઓ જેમ ક્ષિતિજમાંથી ઉષા ઊગે તેમ, જેમ ધરતીમાંથી અંકુર ફૂટે તેમ, જેમ અનુસંધાનની નેમ પર બેઠેલો ચિત્તો તરાપે તેમ, ચાલતી હતી. આઝાદીનું છેલ્લું લશ્કર અનેક ધારાઓ બનીને જંગલનાં કલકલતાં ઝરણાં જેવું નીતરતું હતું. જુદી જુદી હરોળો જુદા જુદા માર્ગથી વિદાય થતી હતી. સૌ જુદા પડેલા પ્રવાહો રેવાપાર કરીને દક્ષિણને આરે એક થવાના હતા. એવા એક વહેળામાં આગની કણિકાઓનો ઘડાયેલો હોય તેવો પેલો પ્રચંડ પુરુષ પણ કાળના વહેણમાં વહેતો હતો.

આજે જેવો શાંત એ હતો તેવો કયારેય નહોતો, પણ આજે

એના ભીષણ પ્રાણનાં આગળ ધપતાં ડગમાં એને એક અંદેશો ભડકો હતો. એની નજર સામે માનસિંહ પરની શંકા વધારે ઘેરી બનતી હતી, પણ પ્રયાણ શરૂ થયું હતું તે રોકાય તેમ નહોતું, વિશ્વાસ મુકાયો હતો તે ઉથાપીને એ અપશુકનને અળગો કરવાનાં કારણ એની પાસે મોજૂદ નહોતાં. એણે એક વિકરાળ પળ પર પલાણ્યું હતું. લગામ ખેંચી હતી. રેવાના કિનારા પરનાં અંગ્રેજ ધાડાંઓ પર એની નેમ ઝપડી ચૂકી હતી. બીજા હિસાબ પછી ચૂકવવાનો વાયદો વિચારતો એ ધસતો હતો.

કાનપુરથી ગ્વાલિયર અને ગ્વાલિયરથી ગુજરાત પર વેરેલા અગ્નિકણોની અંગારેલી એની પાછળ સળગતી હતી. દંતકથાએ ચંદેલો સત્તાવનના દાવાનળનો એ કાળપુરુષ લોક વાયકાનો લાડીલો બની ચૂક્યો હતો. એની આગળ પાછળ લોકવાણીની લાગણીઓ એનાં વીરતાભર્યાં વહાલપ કરતી એને કુશળખેમ માગતી એની આગળ વધતી પગદંડી પર પથરાતી હતી.

એક સૈકાનો કોપ પોતાના જાલિમ માલિકો સામે જોહરે ચઢ્યો હતો. સૈકા પર સુસવાયેલાં ખૂન, દબાયેલી લાગણીઓ, શોષાયેલા પ્રાણ અને કચડાયેલા વેગ રોષ કરતાં ધપતાં હતાં. કાનપુર, ઝાંસી અને દિલ્હીની કત્લેઆમો કકળાટ કરતી આ આખરી મોરચા પર વીંઝાતા લડવૈયાઓને વેગ આપતી હતી. ખોવાઈ ગયેલો અઝીમ, ફસાઈ ગયેલો મોલવી, અને ફાંસા પરથી લટકી ગયેલો મંગળપાંડે રણહાકો બનીને રણવીરોને લલકારતા હતા. લક્ષ્મીની ચિંતા હજુય ભડકતી જવાલા બનીને સૌની આગે શાહીવાદી જલ્લાદ પર વેર બનીને વિફરતી હતી.

રેવા પાર કરીને ગાયકવાડ પર તૂટી પડવા આઝાદ સંગ્રામનો મહાસેનાની સંચાલનના દરેક તાર પર તાક માંડતો ધસતો હતો. અનેક નગરો પાડીને એણે જોનજુલને હાંકી કાઢ્યો હતો, અનેક

નદીઓની પાર એણે ઓળંગી હતી, અનેકવાર એણે અંગ્રેજી બૂહના ભરડા ભેદી નાખ્યા હતા, એની રણહાકલથી અરણ્યો ભેભરાયાં હતાં, ગિરિકન્દરાઓના પડઘા પ્રચંડ બન્યા હતા. એની દંડમજલમાં આડે આવતાં જાલિમ રજવાડાં રોળાઈ ગયાં હતાં, કિલ્લેબંધીઓ ધરાશાયી બની હતી. એની ફૂંકે ધરતી પરની માનવતાએ હથિયાર ધર્યાં હતાં અને ધીંગાણાં ખેલ્યાં હતાં. આજે સંગ્રામની કટોકટી પર ચઢતો એ રેવા પાર કરવા ધસતો હતો.

રેવાના કિનારાઓ પર હર હર–દીન–દીનના રણનાદ ત્રાડ પાડતા ધસતા હતા. રેવાના કિનારા તોપોના ધડાકાથી ધણધણતા હતા. રેવાનાં પાણી પર રણહાકલની હલકો ચઢતી હતી રેવાનાં નીર પર રણલલકારની લહેરો ઊડી. રેવાની સપાટી પર લોહીની સેરો વહેતી થઈ, મડદાં તરતાં થયાં, અને દિવસરાત દારુણ બન્યાં.

અને નર્મદા આગંગાઈ. તાતિયા ટોપેની હરોળોએ અનેક ગણી અંગ્રેજી લશ્કરી ટુકડીઓને પાછી નાખી દીધી. પણ આગળ પણ અંગ્રેજી ભરડો ગોઠવાઈ ચૂક્યો હતો. નર્મદા ઓળંગીને પચાસ માઈલ સુધી ધસી ગયેલી તાતિયાની હરોળો પાછી પડતી હતી. નર્મદાના પ્રવાહ પર તાતિયા ટોપે તોફાને ચઢ્યો હતો. પાછો નદી ઓળંગતો હતો ને પાછો ધકેલાતો હતો.

તાતિયા ટોપેની પાંખો કપાતી હતી. ટોપેની ચારેબાજુથી ધસતા હલ્લાઓ જીવલેણ બનતા હતા. એ છોટાઉદેપુર સુધી પાછો હટ્યો અને બાણેશ્વરના ગાઢા જંગલમાંથી ડૂબકી મારતો ઉદયપુરની અરવલ્લીની ટેકરીઓમાં દેખાયો. પણ એ જ્યાં દેખાયો. ત્યાં જ એની રાહ જોતો એક અંગ્રેજ સેનાપતિ ઓતરાતી દીવાલ જેવો પડ્યો હતો.

એ દીવાલમાં એકાએક ટોપેના ધસારાની ઘોંચ વાગી. અંગ્રેજી નાકાબંધીની દીવાલ તૂટી અને મુંદેસર પર ટોપેની આક્રમક હરોળની

છાવણી પડી, અને ત્યાંથી એણે એકસો માઈલ પરના જીરાપુર પર પ્રયાણ કર્યું. અને જીરાપુરથી વડોદ પહોંચ્યો, અને વડોદથી ડીસા તરફ એણે એકાએક દોટ દઈને ત્યાંથી અંગ્રેજી હારોમાંથી નીકળી નાસવાનો પ્રયાસ કર્યો. ફરીવાર અંગ્રેજી હરોળના માથા પરથી ઠેકતા તાતિયા ટોપે તરફ અંગ્રેજી જાલિમો અહોભાવ પામી જોઈ રહ્યા.

પણ ડીસાથી નીકળી ગયા છતાં આગળના બધા રસ્તા બંધ થયા હતા. દાણોપાણી મુશ્કેલ બન્યાં હતાં. અંગ્રેજી લશ્કરોની દોડતી ઘોડેસવાર ટુકડીઓ પાસેને પાસે આવતાં જતાં હતાં.

ત્યારે ૧૮૫૯ના જાન્યુઆરીના એકવીસ દિવસ પસાર થઈ ગયા હતા. ટોપેની સંગ્રામસમિતિ અલવર પર નિશાન તાકતી કૂચ કરતી હતી. અલવર આગળની લડાઈમાં તાતિયા ટોપે ઘવાયેલો, થાકેલો, દિવસ રાતના રઝળપાટથી તવાયેલો પારણ જંગલમાં પેસતો હતો.

પારણના અરણ્યમાં પેસતા તાતિયા પાછળ માનસિંહ પણ પેસતો હતો, અંગ્રેજી સેનાપતિ મીડ સાથે લડવા ઘસતા ધસારા ભેગો એ થોડા દિવસ દેખાયો નહોતો. આજે એકાએક તાતિયાના જંગલવાસમાં એ હાજર થયો, અને બોલ્યો "આપણે ઘેરાઈ ગયા છીએ."

"ક્યાં પહેલીવાર ઘેરાઈ ગયા છીએ!" કપાળ પરથી પરસેવો લૂછતો ટોપે ફિક્કું હસતો જોઈ રહ્યો, "ઠીક થયું તું આવી પહોંચ્યો ...હું એકલો હતો...પણ માનસિંહ...તારું કુટુંબ...સહીસલામત છે ને!"

"છે...હશે." માનસિંહ ગુંચવાયો. ટોપેની નજર એના આખા ચહેરા પરની સંકોચાતી રેખાઓ વાંચી રહી, "માનસિંહ, તું ખરેખર કોણ છે!"

અને આઘાત થતો હોય તેવો માન કંપી ઊઠયો. એના ધ્રુજતા

હોઠ પર ઊડી જતા સ્મિતને લાવીને એણે કહેવા માંડયું:

"કેમ હું કોણ......હું આપનો."

અને એક ભયંકર હાસ્ય ખખડાવતો ટોપે બેઠો થઈ ગયો: "મને માણસોને પહેલી જ નજરે ઓળખી જવાની ટેવ છે પણ તને...તારે માટે મારા દિલમાં..."

"શું છે?"

"સંદેહ......"

"મારામાં સંદેહ?" માન ગળગળો થઈ ભોંય ખોતરી રહ્યો, "હું તમારી સાથોસાથ..."

"ત્યાં બધે મને એ સંદેહ રહ્યા કર્યો છે...તું કોણ છે માન!"

અને એક છલંગ મારીને માનસિંહ દૂર ઊભો અને એનાથી એક ચીસ પડાઈ ગઈ. વિચિત્ર ચીસ સાંભળતો તાતિયો ઊભો થઈ ગયો અને એની ચારે બાજુ ડોકાતાં અંગ્રેજી શરીરો પર એની નજર પડી. એ શિલાનો ઘડાયો હોય તેવો અવાક બન્યો. એણે એની તરવાર શોધવા પાછળ જોયું પણ પાછળ પણ અંગ્રેજી સૈનિકોની એક ટુકડી આવતી દેખાઈ.

આઝાદી સંગ્રામનો કાળપુરુષ પકડાતો હતો. એણે રજપુતાના અને માળવામાં હાક વરતાવી હતી. એને પકડવા બ્રિગેડિયર પાર્કે નવ દિવસમાં ૨૪૦ માઈલ પર દોટ દીધી હતી. એને ઘેરવા બ્રિગેડિયર સમરસેટ નવ દિવસમાં ૨૩૦ માઈલ પર વ્યાધ બનીને તૂટી પડયો હતો. એને પકડી પાડવા કર્નલ હોલ્મેએ ચોવીસ કલાકમાં ૫૪ માઈલની

રેતીનો રસ્તો વટાવ્યો અને હ્યોનરે ચાર દિવસમાં ૧૪૫ માઈલ પર છલંગો મારી હતી. એને વીંટળી વળવા અંગ્રેજી શયતાનિયતનાં અનેક લશ્કરોનો ભરડો આજે આઠ મહિનાથી ભમતો રહ્યો હતો.

સેનાપતિ મીડ સાથે મસલત કરીને આવેલો માનસિંહ કાળપગો બનેલો ખૂણાપર ઊભો હતો. એને એક જ પળમાં ભૂલેલો ટોપે સાંકળમાં બંધાયેલો વિરાટ જનપદનો ક્રાંત ફરજંદ બનીને ઊભો હતો.

એવો ૧૮૫૯ના પહેલા મહિનાનો આખરી દિવસ આથમતો હતો.

૪૦

# સિપ્રીની ટેકરીઓમાં યાત્રા ધામ ઊજવજો

તાતિયો પકડાયો. લોખંડી સાંકળોમાં જકડાયેલો આઝાદ ફોજનો મહાસેનાની પોતાના તંબુના કારાગારની ચારેકોર ચમકતી અંગ્રેજી સંગીનોની આરપાર ભેરવતો હોય તેવી નજર સંકોચતો હતો.

અને દક્ષિણમાં મિચેલે ઘેર્યો હતો, પૂર્વમાં વિંડેલ, ઉત્તરમાં મીડ, પશ્ચિમમાં પાર્ક અને ચંબલના કિનારા પર રૉબર્ટસનાં લશ્કરોએ એ કાળપુરુષને ભરડો નાખીને પકડ્યો હતો.

હોશંગપુર આગળ નર્મદા પરની એની ઝડપી જીતે અંગ્રેજી સરદારોને મારેલા પંજા હજુય લોહી ઝરતા હતા. અંગ્રેજી સરદારીના શંભુમેળાએ હતી એટલી બધી તાકાતનો, અક્કલ હુશિયારીનો અને રણચાતુરીનો સર્વાંગી હલ્લો કરીને હિંદી જેહાદના હિંદીનરને છેવટે પકડી પાડ્યો હતો.

કારણ કે, એ ભૂલો પડ્યો હતો, કારણ કે, નાગપુરનાં કમાડ

ઠેકીને અને નિઝામનો ત્રાગ કાઢીને એ વડોદરા પર દાવ અજમાવવા ઊડતો આવી પહોંચ્યો હતો. એ વિજળીવેગ અદ્દભુત હતો. એ વેગનો આવેગ તાતિયાની રણહાક પર નર્મદાનાં નીરને ફરી વાર વીંધતો, તાતિયાના લડવૈયાનાં તીર ફેંકતો સામો કિનારો સર કરી ગયો હતો.

તાતિયાની આંખો અગ્નિ ઝરતી હતી. એની આંખ સામે વડોદરા પચાસ માઈલ પર પડેલું દેખાતું હતું. એ આંક પર અંદાજ ઘડીને વડોદરાની નેમ પર વિકરાળ બનીને વીંધપાડવા, એક જ પળનો વિસામો ખેંચવા એ વાંસવાડાના જંગલમાં પેઠો અને પાછો પલાણ્યો, ને પાછો......એની અંદર ભીતરેલી અગ્નિઝાળ એના રોમેરોમને સળગાવી રહી, એની આંખ આગળ માનસિંહની અધમ આકૃતિ દેખાઈ. એણે લોહમાં જકડાયેલાં અંગ જોરથી ખેંચ્યાં.

૧૮૫૭ના એપ્રિલ પછી આજે ૧૮૫૯ના એપ્રિલનો સાતમો દિવસ એના વિરાટ કલેવરને જકડીને ખતમ થઈ ગયો હતો. એના કારાગાર પર એક સ્વપ્ન જેવી વીતી ગયેલી અનેક સંગ્રામ રાત્રિઓ પછી આ કાળરાત્રિ ભયાનક બનીને એની જંઝાલિયતો કચડતી હતી.

અને ૮મીની ઉષા ઊગી ત્યારે અણે અંદરની અગ્નિઝાળને કોઈ વિરાટ સંકલ્પમાં સંકેલીને ભારી દીધી હોય તેવો એ મહાન દેશની આઝાદીનો મહાસેનાની ધીર ગંભીર બની ગયો. એના ગોરા ચોકીદારોએ આવો મહાન નર પહેલીવાર જોયો. ગોરા ઈતિહાસકારોએ જાજરમાન શબ્દ ચિત્રોમાં એનાં ભવ્ય રેખાચિત્રો દોર્યાં.

અને પછી જેઓ જાલિમો હતા તેમણે આઝાદ રણસ્થલોના રણ જોધા પર લશ્કરી અદાલત બેસાડી. પછી જેઓ ડાકુ માલિકોના અંગ્રેજી જલ્લાદો હતા તેમણે આઝાદીનો વિરાટ ભુજાઓને છેદી નાખવાની હેવાનિયતનો ન્યાય યોજ્યો અને પછી જે શયતાનિયત હિન્દ લોકપર સરકાર બની હતી તેણે આઝાદીની દિલચાલ પર

ફાંસા રોપનારી અદાલત બેસાડી.

અદાલત સામે લોક સમશેરોનો ઘડ્યો હોય એવો લડવૈયો અંગ્રેજી જાલિમ ધટના સામે બંડ કરવાનો મગરૂર એકરાર કરતો સત્તાવનના દાવાનળનો અંગારો બનીને સહી કરતો હતો, રઘનાથરાવ પાંડુરંગ ભટ્ટ (તાતિયા ટોપે).

પછી એપ્રિલના ૧૮મા દિવસે સિપ્રીના કિલ્લામાં જકડાયેલો ૧૮૫૭નો એ મહાન નર ગોરા ચોકીદારોથી ઘેરાયેલો બહાર નીકળ્યો. કિલ્લા બહારના ચોગાનમાં રોપાયેલો ફાંસો ફોજથી ઘેરાયેલો હતે. વચ્ચેના રસ્તા પર સંગીનોની ફરતી વાડ વચ્ચેથી તાતિયો ચાલતો હતો.

અનેક વરસો પછી આવો લડાયક પહેલો ઘડાયો હતો. ગરીબના ઘરમાંથી બ્રહ્માવર્ત પહોંચીને એણે ગુલામ હિંદ પર આઝાદીનો બળવો ફૂંક્યો હતો. અંગ્રેજી શયતાનિયતનું હિંદી કલેવર પર ગોઠાયેલું અંધારનું પડ ઉથલાવી પાડવા એણે હિંદી ધરતીને ત્રણ ત્રણ વરસ સુધી ધણધણાવી હતી. ત્રણ ત્રણ વરસ પર પથરાયેલી એની કાળ જેવી કરાલ પગલીઓએ સંગ્રામનાં સંચાલનને નવાં બનાવ્યાં હતાં. આજે લોખંડી સાંકળમાંથી છૂટતો એ ફાંસાના માંચડા પર છેલ્લી નજર ગોઠવતો, સ્વદેશનું છેલ્લું રટણ કરતો, મોત પર ટપી જવા પોલાદી પ્રાણનો ઘડ્યો હોય તેવો એક પળવાર ઊભો રહ્યો, અને બીજી પળે માંચડા પર ચઢ્યો, અને ગોરા જલ્લાદોને ઠીંગુજીઓ બનાવતો પડછંદ બોલ્યો, "એ ફાંસો હું જાતે મારા કંઠમાં આરોપીશ." અને એણે આઝાદીની અંતિમ ફાંસામાળ હાથમાં લીધી.

ચોગાન આસપાસની ટેકરીઓ પર શ્વાસ અટકાવીને ગોઠવાયેલી માનવમેદનીના પ્રાણ ખેંચાઈ રહ્યા. એક દબાયેલી, કચડાયેલી વેદના

ચિત્કાર કરતી ઊડી. સિપ્રીની જનતાએ મોત પર ઠેકી જતા મરજીવો દીઠો. સિપ્રીની નજરમાં ભારતભોમના ભડવીર હાયવરાળનાં પડળમાંથી અમાનુષ દેખાયો.

“ ખોલી જાઓ...તમારી છેલ્લી ઇચ્છા!” હત્યારી અંગ્રેજશાહીના મારાઓના આગેવાને આદર દાખવ્યો.

“ મારી ઇચ્છા...! મારી છેલ્લી ઇચ્છા!” તાતિયા ટોપેની અમાનુષી નજર અંગ્રેજી ફાંસાને કચડી નાખતી ફાંસા પર ફરી વળતી અંગ્રેજી ન્યાયના જલ્લાદી કામઠાણુ પર તાકી રહી અને બીજી પળે એના ધીર ગંભીર અવાજ આખી અંગ્રેજી છાવણી પર ઊભરાયો. “ મારી છેલ્લી ઇચ્છા...મારી પહેલી ને છેલ્લી ઇચ્છા મારા દેશ પર પથરાયેલા ડાકુઓના હાથમાં આપું...! ”

એક ભયાનક હાસ્ય ફાંસીના માંચડાને હચમચાવી રહ્યું, “ મારી ઇચ્છા આ ફાંસા પર...જે ધરતી પર ફાંસો રોપાયો છે તે ધરતીના કણેકણમાં...ગુંજતી રહેશે ને આજ ધરતીનાં ફરજંદ મારી એ ઇચ્છાનો આદર કરશે ને ત્યારે...આજે તમારા અત્યાચારો અને ફાંસાઓ નીચે કચડાતો કચડાતો...રિબાતો રિબાતો, અનેક યાતનાઓના વેગ આવેગનો ઊછળતો બનતો આવેશ આ ધરતીના જુન્દમાં ઘુમરાતો ઊઠશે ત્યારે...”

“ એને ચઢાવી દો.” અંગ્રેજી ન્યાય ઘૂરકી ઊઠયો.

“ કોને...હું રઘુનાથ રાવને...? જ્યારે આ ધરતીનાં જન લોક-ક્રાન્તિનાં સંગઠનનો આકાર ધરશે...ત્યારે આખા દેશને...ત્યારે હિન્દ લોકને ચઢાવી દેવા કોઈ ફાંસો કામ નહિ આવે...ત્યારે તમારો ન્યાય તોળવા...હિન્દ લોક...ત્યારે...” અને બે ગોરા મારાઓ વચ્ચે માંચડા પર ઊભેલો ટોપે વિરાટ બની રહ્યો...જલ્લાદોના ડાકુ દેહ વેંતિયા દેખાઈ ગયા. અમાનુષ કાળ પુરુષ જેવો ટોપે પગ નીચેનું મેજ ખસી જવાની પળ પર જીવનનું છેલ્લું ઝોલું ખાતો ઉપરના આકાશમાં

જોઈ રહ્યો.

...અને એના હવામાં વીંઝાતા કલેવર સામે બીજી પળે આખા દેશ પર પથરાયેલા ફાંસાઓ દેખાયા. દરેક ફાંસા પર કોઈને કોઈ બાગી નરનારી લટકતાં હતાં. દરેક પરથી યાતનાનો કંપાવનારો આઘાત ઘેરો બનતો હતો. એક પળવાર બધા ફાંસાઓ એક બનના હતા. એમાં એનો બાપ પણ હતો. એની આથમતી નજર સામે વૃદ્ધ પાંડુરંગ ભટ્ટની છબી અળપાઈ ગઈ. એની આંખ સામે એક ભયાનક ઝબકારો ઝગી ગયો અને એ ગયો.

પણ ગુલામ હિંદ પર અંગ્રેજી જાલિમ સામેની રણ હાકનો વારસો હિન્દ-લોકને...આશરે મૂકતો ગયો.

•પણ ત્યાર પછી હિંદી–વિપ્લવની વિખૂટી પડેલી બે પાંખો જેવા તાતિયા ટોપેના ડાબા જમણા બે સાથીદાર, રણ થંભોને ટેકવી રાખતા મથતા, રણસ્થલીઓની રાતી ધૂળ સૂંઘતા, અંગ્રેજી હેવાનિયત પર તૂટી પડતા બે મહિના સુધી લડતા રહ્યા. એ બે લડવૈયામાં એક રાવસાહેબ હતો અને બીજો ફિરોજ હતો.

અને ૧૮૬૨ના ઑગસ્ટની ૨૦મી તારીખે સાંકળોમાં જકડાયેલો એક જુવાન કેદી કાનપુરના કારાગારમાંથી બહાર રોપેલા ફાંસીના માંચડા તરફ ચાલતો હતો. હિંદી ધરતી પર છવાઈ ગયેલા ફાંસાઓ પછી ૧૮૫૭ને સૂસવતા કરેલા પ્રાણને રૂંધવા આ એક નવો માંચડો રોપાયો હતો. ૨૧મીની સવારે ઝબકીને જાગતાં કાનપુરનાં નરનારીઓ સમાચારના આઘાતને સાંભળતાં સત્તાવનના દાવાનળે દાખવેલી કાનપુરી આગના ભડકાની યાદો સંકોરતાં હતાં, અને કાનપુરના માંચડા પરથી આઝાદીની યાદ જેવા ઝંખવાઈ જતા રાવસાહેબના પ્રાણદીપકનો બાગી દીવડો દિલ દિલમાં ભારતાં હતાં.

સમાપ્ત

卐

# ચંદ્રભાઇ ભટ્ટના અન્ય ગ્રંથો

| | |
|---|---|
| એબિસિનીયા પર ઓથાર | ૨—૦ |
| રાજમાતા રૂપસુંદરી | ૦—૩ |
| ગુર્જરરાજ વનરાજ (બે ભાગ) | ૦—૬ |
| એશિયાની ભીતરમાં | ૨—૦ |
| નાઝીરાજ | ૨—૪ |
| માડીજાયાં | |
| પુરુષાર્થની પ્રતિમાઓ | ૨—૪ |
| ગુલામ | ૧—૮ |
| નૂતન માનસવિજ્ઞાન | |
| જય સોવિયેટ | ૩—૮ |

—તૈયાર થાય છે—

કાળપગો અને બીજાં નાટકો

સમરાંગણના રાહ

ચીની ઇન્કિલાબ

લોક ઇતિહાસનાં પાત્રો

| | |
|---|---|
| કોમરેડ લેનીન | ૦—૩ |
| ચિંતનની વેદી પર | ૦—૩ |
| દરિયે દવ લાગ્યો (જપ્ત) | ૦—૬ |
| કકળતું કોંગો | ૦—૫ |
| એક હતો છોકરો | ૦—૬ |
| રાતું રુસ : ભા. ૧–૨–૩ | ૩—૦ |
| નરવીર | ૦—૩ |
| રશિયન નારી | ૦–૧૨ |
| ડોકિયું | ૦–૧૨ |
| માનસ વિજ્ઞાનનો દૃષ્ટિકોણ | ૧—૪ |
| વૈજ્ઞાનિક જગત ૧–૨ | ૨—૦ |
| એક હતું માનવી | ૦–૧૦ |
| માનવીનું ઘર | ૦–૧૦ |
| શહીદી | ૧—૮ |
| ભઠ્ઠી (જપ્ત) | ૨—૮ |
| સંસ્કૃતિનાં વહેણ | ૧–૧૨ |
| યુરોપની ભીતરમાં | ૨—૦ |
| લોકઈસુ | ૦—૪ |
| લોક-કિતાબ | ૧—૮ |

# માણુવાન પ્રકાશનો

| | | |
|---|---|---|
| સુભગા | સીતારામ શર્મા | ૩—૦ |
| કલ્યાણુને માર્ગે | રમણિકલાલ દલાલ | ૨—૪ |
| સ્વાધ્યાય | ડૉ. હરિપ્રસાદ દેસાઇ | ૧—૮ |
| જીવન નિર્માણુ | ચિરંતન | ૨—૦ |
| નિર્મળા | પ્રેમચંદજી | ૧—૪ |
| શોભા | ઈંદ્ર વસાવડા | ૨-૧૨ |
| ઉમા | શ્રી પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ૧—૮ |
| ગાગી કોણુ ? | દિવ્યાનંદ કૃત | ૧-૮ |
| અનુરાધા | શરદબાબુ | —૦ |
| દિગંત | મોહિનીચંદ્ર | ૧—૮ |
| દત્તા | શરદબાબુ | ૨—૦ |
| વલ્કલ | જશવંત ઠાકર | ૧—૪ |
| કાકી | નર્મદાશંકર શુકલ | ૧—૪ |
| આજકાલ | પુરૂષોત્તમ પારેખ | ૧—૮ |
| આનંદ બત્રીસી | જદુરાય ખંધડિયા | ૨—૦ |
| પ્રીતમની પ્યાસ | દિવ્યાનંદ કૃત | ૧—૮ |
| આશા | મકનજી પરમાર | ૧—૮ |
| રાસરંજના | જ. રાવલ વાડીલાલ શાહ | ૧-૦ |
| મંદારમાલા | કેશવ શેઠ | ૧—૪ |
| જીવંત જ્વાળા | (મનનિય લેખો) | ૧—૦ |
| કવિવર ટાગોર | કાન્તિલાલ શાહ | ૦-૧૨ |
| ફૂઈબા કાકી | સ્વ. જાગીરદાર | ૧—૦ |
| રાસનલિની | કેશવ શેઠ | ૧—૦ |
| જબિની | દિવ્યાનંદ | ૦—૮ |
| તરંગિણી | રમણીક મહેતા | ૦-૧૦ |

[illegible] સાહિત્ય મંદિર

[illegible] અમદાવાદ

Lordkin Printery, Ahmedabad